# "સ્પર્શાસ્પર્શ."

પતિત અને અંત્યજ વર્ગને માટે ઉદ્ધાર.

( શાસ્ત્રીય પદ્ધતિની અનુસાર )

લેખક

શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા, બી૦ એ૦

પ્રગટ કરનાર

શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા, બી૦ એ૦

કરમસી દામજીનો માળો, ગિરગામ બેક રોડ, મુંબઇ.

આ ચોપડી નશરવાનજી બરજોરજી થાણેવાળાએ મુંબઇ, કોટ, નં૦ ૧૧૭ ફ્રીયર રોડ ઉપર "મુંબઇ સમાચાર" છાપખાનામાં છાપી છે. મુંબઈ.

ઈ૦ સ૦ ૧૯૧૪.



કિંમત રૂપીઓ એક.



Sheth Khimji Assur Veerjee, J P

# અર્પણપત્રીકા.

શ્રીયુત્

**શેઠ સાહેબ ખીમજીભાઇ આસર વીરજી-જે૦ પી૦**

આપની સુજ્ઞતા, સૌજન્યતા, અને સુશીલતા આદિ અનેક ગુણો જે ચરિત્રને શોભાવનારા છે તે ધરાવવા ઉપરાત સાહિત્યના સેવકોને આપના તરફથી અચૂક જે ઉત્તેજન મળે છે તથા સાહિત્યના પ્રેમી તરીકે જે મુરબ્બીપણાથી આપ તન, મન અને ધન વડે સેવા બજાવવામા સંગીન સહાયતા આપો છો તે અને બીજાં તેવા અનેક કારણોને લીધે ઉત્કર્ષિત અને ઉત્તેજીત બની આ અલ્પ પ્રયાસ એટલે કે એક લઘુ પુસ્તક આપને નમ્રતાપૂર્વક અને માનપૂર્વક અર્પણ કરૂં છું, તે આપ સ્વીકારવા કૃપા કરશો કે જેથી હું કૃતાર્થ થયો માનીશ.

તા૦ , જુન, ૧૯૧૪.

લી૦ શં૦ શિ૦ મહેતા.

# "સ્પર્શાસ્પર્શ."

[ લખનાર:-શંભુપ્રસાદ શીવપ્રસાદ મ્હેતા. ]

### વ્યાખ્યા કે લક્ષણ?

"સ્પર્શાસ્પર્શ" એ શબ્દમાંથી નિ સરતી વ્યાખ્યા અનેક હોઇ શકે, પરંતુ શાસ્ત્રીય-"વ્યાખ્યા" જેનુ ગુજરાતીમાં પણ ખરૂં નામ શાસ્ત્રીય-"લક્ષણ" ઘટે છે, તે તો એકજ હોય. "વ્યાખ્યા" જેને તર્ક શાસ્ત્રાનુસાર માત્ર વર્ણન-સ્વરૂપના અર્થમાં લેખી શકાય તેનું અંગ્રેજી ન્યાય શાસ્ત્ર પ્રમાણે નામ Logical Description ઘટે છે, એટલે ન્યાય શાસ્ત્રમાં તેને વર્ણન શબ્દથી ઓળખી શકાય. લક્ષણ તો એ ગણાય કે જેમાં અસાધારણ ધર્મ આપવામાં આવે તથા તે અસાધારણ ધર્મ એવો હોવો જોઇએ કે જેમાં કોઇ દોષ ન આવે તથા અન્ય જાતમાથી અને અન્ય વ્યક્તિમાથી લક્ષિત શબ્દને અલગ દર્શાવી ચૂકે અર્થાત્ જેને અંગ્રેજીમાં "Differentia" થી ઓળખવામાં આવે છે તે અસાધારણ ધર્મ ઘણે અ શે ગણી શકાય.

### પ્રથમ વ્યાખ્યા.

અસાધારણ ધર્મ આપવાની અત્રે આવશ્યકતા છે કે નહિં તે નિશ્ચય કર્યા પહેલા એટલું કહેવું જરૂરનુ જણાય છે કે આ સ્થળે ·માગેલ જે કાંઇ છે તે માત્ર "વ્યાખ્યા" છે, અર્થાત્ શબ્દમા જે અર્થ-દ્યોતક એટલે અર્થ બતાવવાની શક્તિ છે તેનાથી અધિક અ શે અર્થનું આસપાસ બધેથી-આસમંતાત્ વિશેષંખ્યાનં-વિશેષ ખ્યાન, એટલે કાંઇ વધારે ઓળખાણ, સમજુતી આપવી. પ્રથમ આ પ્રમાણે થવુ જોઇએ.

### યૌગિક અર્થ.

હવે "સ્પર્શાસ્પર્શ" એ શબ્દ. સ્પૃશ્-સ્પર્શ ધાતુ ઉપરથી બન્યો છે અને તેનો અર્થ સ્પર્શ કરવો, તે સ્પર્શ માત્ર ત્વક એટલે ચામડીનો ગુણ છે. ચામડી એ પ્રત્યેક પ્રાણી દેહમા રહેલ ઇંદ્રિય વિશેષ છે અને ખરૂં

જોતા બાહેરનીસૃષ્ટિના વિષયોને અનુભવ લેવાનું સાધન ગણાય છે, તો પછી સ્પર્શ ગુણવાળો બહિ. સૃષ્ટિનો પદાર્થ વાયુ જે કે દેહમા પણ ભમ્યા કરે છે. આ પ્રમાણે યૌગિક અર્થે સ્પર્શાસ્પર્શનો જોયા પછી તેનો અર્થ ધારણ કરનાર "વર્ણ" શબ્દ તપાસીશું તો સમજાશે કે એ "વર્ણ" એટલે રંગ અર્થાત્ અમુક રંગ.

## "વર્ણ" અને "જાતિ" શબ્દમાંથી થતું સૂચન.

રંગ તે પણ જન્મથી તો ખરો, છતાં રંગને જન્મ સાથે સંબંધ હાલ જે અવમા સમજાય છે તેવો નિકટ અને ગાટો હતો કે નહિ તે વિચારવા જેવુ છે. અનુમાન એમ થઇ શકે કે ચામડીના રંગ ઉપરથી વર્ણ શબ્દ સમજાતો હોવો જોઇએ અને જન્મ સાથે પ્રથમની જનસમુદાય સ્થિતિમા સબંધ ન હોય તેમ બને ખરૂં. માટે ચામડીના રંગ ઉપરથી સ્પર્શ્ય કે અસ્પર્શ્ય એ વાત ગ્રહણ કરાતી, પરંતુ "જાતિ" એ શબ્દ "જનન" "Genus"-"Genere"-અર્થાત્ જન્મથી જે નિર્માણ થાય તે, ત્યારે પછી જન્મને કારણે અમુક જાતિ એવું નામ તે યુગમા આવી રહેલ. આ સમય ગમે તે હો, પણ "વર્ણ" પ્રચલિત થયો તે પછીના યુગમાં "જાતિ" શબ્દ પ્રચલિત થયો હોવો જોઇએ, એ સંભવ બળવાન ગણાય ખરો, તો પછી જાતિ-યુગ પૂર્વ ચામડીના રંગથી માત્ર ઓળખાણ થતી હશે ત્યારે ચોક્કસપણે આ જાતિ અમુક તથા અમુક સમુદાયમા જન્મ હોય માટે અમુક જાતિ એવા વિભાગ થયેલ ન હોવા જોઇએ એમ વાસ્તવિક રીતે મનાય. ન્યાય વિગેરેમા પણ "ગોત્વ", "અશ્વત્વ"ને જાતિ ગણીતેનો અર્થ પણ એવો થયોકે તેના અમુક જન્મથી તે તે જન્મધારી વ્યક્તિઓનું પ્રત્યેકને ઓળખવાનુ સામાન્ય નામ તે અમુક, એમ વ્યવસ્થા થઇ.

## શબ્દના અર્થની શકિત.

સ્પર્શાસ્પર્શ-શબ્દથી પદાર્થ માત્ર-જડ અને ચેતન-અડકાય અને ન અડકાય એવા વિભાગમાં આવી પડેલ હોય એ માન્યતા સબળ છે, કારણ કે જો જન્મને કારણે આ પ્રથા પ્રકાશમા નથી આવીએ વાત સિદ્ધપ્રાય મનાય તો પછી વર્ણ એટલે રંગને લીધે એ પ્રથાનો પ્રારંભ થયો અને તેને લીધે જે રંગથી ભય, જુગુપ્સા, ખેદ, કલેશ આદિ મનમા પ્રથમની પ્રજાને વિકારો ઉત્પન્ન થતા હશે તેનાથી દૂર નાસી, તેના તેવા પદાર્થોને સ્પર્શ ન કરવો એવો સુદૃઢ નિશ્ચય કરેલ હોવો જોઇએ. ગુણ કર્મથી અમુક

વસ્તુ સ્પર્શ્ય અને અમુક અસ્પર્શ્ય એવા વિભાગને તો હજી દૂરના ભવિષ્યના ગર્ભમા હોવાનું બનતું હતું. વર્ણ-વ્યવસ્થા પ્રથમ, અને વર્ણ એનો અર્થ માત્ર બહારનો રંગ. જગત્‌ની અમુક રંગવાળી વસ્તુઓ-જડ અને ચેતન-સ્પર્શ્ય અને અમુક અસ્પર્શ્ય. શ્યામ વર્ણનાં વાદળાં વિગેરેથી સમેત એવા આકાશના દેખાવથી આર્ય લોકો ભય પામતા એ વેદોમાં પ્રકાશ કરેલ વિગત તપાસતા આ અનુમાન બાધકારક નહિં ગણાય.

## યૌગિક-અર્થ-શકિતનું પૃથક્-કરણ અને પ્રતિપાદન.

જયારે જાતિના અર્થમા વર્ણનો ઉપયોગ થવા લાગ્યો, એટલે જન્મથી જન-સમુદાયમા વિભાગ પડયો ત્યારે પ્રથમ યુગમા રહેલ જે વર્ણને કારણે થતા ભય, કલેશ કે જુગુપ્સા એ પોતાના મનોવિકારો વધારે વિસ્તાર પામ્યા. અને ભયથી નાસી જવાનું તથા અમુક ચીજોને અડકવું તથા અમુકને ન અડકવું એવા મનના નિશ્ચયને કારણે બહારના વિષયો તરફ વર્તન થતુ, તેને બદલે અમુક અલગ રાખેલ ભાગમા જન્મ ધારણ કર્યું, તેનેજ ન અડકવું, તેનાથીજ દૂર નાસી જવું, એવો નિશ્ચય કરાયો હોવો જોઇએ, પછી ભલે તે અમુક રંગવાળી વ્યકિતઓમા જન્મ લીધા છતાં જુદા વર્ણનો અકસ્માત રીતે જન્મ્યો હોય. આ બે રીતિની વ્યવસ્થાના યુગો વચ્ચે કેટલા વર્ષોનુ અંતર હશે, તે વાત વેદો તપાસતા ( મને તો ) મળી શકી નથી, માટે તેનો નિશ્ચય કરવા તરફ (મારો) પ્રયાસ નિરર્થક છે.

## અર્થ-નિશ્ચય.

ઉપરની હકીકતથી એટલું તો સ્પષ્ટ થાય કે માત્ર સ્થૂલતોત્પાદક અર્થ સ્પર્શનો પ્રકટ થયો, કારણકે. સ્પર્શ શબ્દમા ત્વક્-ચામડી, અને વાયુ એ બેનો સંબંધ છે. આકાશ અગરજો સ્થૂળ ઈંદ્રિયથી ગ્રાહ્ય થાય તોપણ તેનું સ્વરૂપ સમજતા સૂક્ષ્મ બુદ્ધિ જોઇએ, અને જે વિભુ સ્વરૂપ છતા, તેનો અનુભવ પ્રત્યેક બાળક વગેરેથી બુદ્ધિ પુર સર કરાય-તે પ્રકારનો વાયુ નથી અને તેટલે દરજજે આકાશ પણ સ્થૂળ તો પછી વાયુ તો સ્થૂળ અધિક અંશે માનવો પડે. માટે પરિણામમાં ગમે તેટલી સૂક્ષ્મ પદાર્થો ઉપર તેની અસર માપી શકાતી હોય, અને બીજે પગથીએ, તેટલે અંશે અર્થમા અમુક જમાના વ્યતીત થયા પછી અર્થ-ભેદ થઇ જાય તથા ગમે તેટલુ સૂક્ષ્મ-તત્વ અર્થમા પ્રવેશ કરાવવા પ્રયાસ થાય, તોપણ અત્યારે પ્રથમ દર્શને તો આદ્યકાળમાં તેના અર્થમાં સ્થૂળ તત્વ, તથા અર્થના સ્થૂળ પાસાનાં અંગો પ્રધાન ભાવે હતા, એમ સબળ રીતે અનુમાન થયું ગણી લેવાય.

## વ્યાખ્યા અને લક્ષણમાં ગહનતાની તારતમ્યતા.

પુરૂષ સૂક્તના, પ્રખ્યાત વચનોઃ બ્રાહ્મણોઽસ્ય મુખ માસીત્ ॥ ઇત્યાદિ "જાતિ" પ્રતિઆક્ષેપ અર્થનો કરે છે, તે વર્ણથી પછીના કાળમા ઉત્પન્ન થયેલ હોવો જોઇએ [ રમેશચંદ્ર દત્તના મત પ્રમાણે પણ નિરીક્ષણ કરતાં લાગે છે કે —" It is needless to say that the entire body of Aryans was then a united community and the only distinction of castes was between the Aryans and the aborigines. Even the distinction between professions was not very marked, &c , &c." ] આ વિષે ઐતિહાસિક હકીકત આપવાનુ આ સ્થળ નથી, માટે "સ્પર્શાસ્પર્શ" નો પ્રથમ યુગમાં પ્રવર્તીત અર્થ સ્પષ્ટ કર્યા બાદ, હવે વ્યાખ્યા જે આપી શકાય તે વિષે સહજ સૂચન થઇ ગયુ એમ મનાય. લક્ષણ આપવાની ઇચ્છા ફળીભૂત કરવા જતા ત્રણ કાળ–ભૂત, વર્તમાન અને ભવિષ્ય–માં જે ધર્મ નોધાય અને નિયત ગણાય તે અસાધારણ ધર્મ, જુદે જુદે યુગે જુદા જુદા અર્થ–ભાગો થયાને કારણે આ સ્થળે અને અપ્રાપ્ત કાળ–પ્રારંભ દશામા લાવી શકાય નહિ, માટે તેવું લક્ષણ આપવાના લોભમા પડવું મુલતવી રાખ્યું છે. વિષય–ચર્ચા પુષ્કળ થયા પછી તે કરી શકાય.

## વેદનો પ્રથમ-કાળ.

વેદના પ્રાચીન કાળને ઉદ્દેશી પ્રસ્તુત વિષયની ચર્ચા કરતા લાગશે કેઃ જયારે સિંધુ નદી અને તેની શાખાઓ તથા પંજાબ જે દેશને હાલ કહેવામા આવે છે તે દેશની સીમામા આર્ય–પૂર્વજો વસતા હતા ત્યારે ઉછરતી તેમજ ઉછળતી યુવાનીનુ જીવન ગાળતા લોકો જય વિના બીજુ કાંઇ જોતા કે અનુભવતા નહિ. તે સમયમા તેઓ હજી "મનન" કે "નિદિધ્યાસન" ની અવસ્થામા ન હતા પરંતુ માત્ર "દર્શન" અને "શ્રવણ" ની ભૂમિકા ઉપરજ વિલાસ કરી વ્યવહાર વ્યાપૃત રહેતા હતા. આ વખતે તેઓમાં ઉપર ટાંકેલ શ્રીટઃ રમેશચંદ્ર દત્તના ફકરા મુજબ વિભાગ ન હતો એમ ન કહેવાય તો તેનાથી જ્ઞાતિ કે જાતિ હતી તેમ પણ ન કહેવાય. માત્ર કુટુંબ–સમુદાય Community હતો. અને તે કુટુંબ સમુદાયમા આર્ય અને અનાર્ય એવા બેજ વિભાગો હતા કે જે ચામડીના બહારના વર્ણ–રંગને લીધે પ્રાયશ પડયા એવી ગણના વેદ વચનો ઉપરથી કરી શકાય છે. ધંધા રોજગારથી એ વિભાગ પડયા એમ તો હજી શેનુ જ કહી શકાય,

કારણકે ધંધો પણ લડાઇ અને ખેતી. શિવાય ધન પણ કૃષિ કર્મની સામગ્રી અને લડાઇની સંપત્તિ; એટલે ધંધાને માપે વિભાગ પડયાનું માની શકાય નહિં. આ સમયમાં સ્પર્શ અને અસ્પર્શ એ વાત માત્ર મિત્ર અને શત્રુ, આર્ય અને અનાર્ય, શ્વેત અને શ્યામ, આમ સ્થિતિ કે ગુણ અનુસાર થયેલ હોય એ પ્રમાણે માની શકાય.

## બીજો યુગ.

આ ઉપર ટુંકામાં નોંધેલ યુગ પછીનો જે આપણો આર્યાનો વેદોક્ત યુગ મી. ર. ચં. દત્ત વિગેરે સબળ વિદ્વાનોએ વર્ણવ્યો છે તે પ્રમાણે જોતા લાગશે કે આર્ય લોકો નિર્બળ થવા લાગ્યા અને નિર્બળતાનું સ્વરૂપ ધર્મનાં પુસ્તકોમાં પ્રકટ થયેલ વચનો જોયાથી સિદ્ધ થાય છે. એ સમયના આર્યો ગંગાની ખીણના પ્રદેશ સુધી પોતાની સત્તાનો વિસ્તાર કરી ચૂકયા, અને કર્મકાંડનાં વિદ્વાનોની વિગતો અધિક અંશે વૃદ્ધિ પામતી ગઇ, તેનું કારણ જનસમુદાય વિસ્તાર પામ્યો; અને ધર્મનો માર્ગ અમુક ભાગ લેવા લાગ્યો કે તે અલગ પડવા લાગ્યો આ પ્રમાણે જે ભાગે ધર્મનો માર્ગ સ્વીકારવો રૂચીકર માન્યો તે ઘણે અંશે આલસ્ય અને પ્રમાદને લીધે પણ હોય; અને ચુસ્તપણે તે માર્ગને વળગી રહેવા જતા તેઓએ પોતાનો સમુદાય ન્યારો કરી દીધો હોય. એવે કારણે આ સમયમા ચાર વર્ણો ઉત્પન્ન થયા, જેમા ધર્મવાળા તે બ્રાહ્મણ; લડાઇ કરી દેશ પરદેશગમન કરનાર તે ક્ષત્રિય, અને કૃષિ કર્મ કરનાર તે વૈશ્ય, તથા અનાર્ય તે શૂદ્ર માટે "દાસત્વ" ધારી. છેલો વર્ગ પ્રથમના યુગમા હતો ત્યારે પણ તેનું નામ તો "દસ્યુ" હતું, એટલે તેમા બહુ અંતર ન પડયો, પરંતુ પૃથગ્ ભાવ, ભેદ, તિરસ્કાર બુદ્ધિએ વધ્યાં, કે જેને પરિણામે સ્પર્શ—અસ્પર્શના અર્થ અમુક અંશે વિસ્તાર પામ્યો ખરો.

## પરામર્શ.

સ્પર્શ અને અસ્પર્શ એવો બાધક અર્થ હજી અસ્તિત્વમા ન હતો. જે આ બે સમયોમાં અસ્તિત્વમાં હતો તે માત્ર વિભાગ, ભેદના અર્થમાં હતું. અડકવું તથા ન અડકવું તે માત્ર હોય તોપણ ભેદને તથા અમુક તિરસ્કારની વૃત્તિને કારણેજ હોવું જોઇએ. વ્યવહાર ન રાખવો એ વાત હોય તો તે બને ખરૂ અને તે રીતિથી "દસ્યુ," દાસ, શૂદ્ર એ વર્ણની સાથે વ્યવહાર થતો હશે એમ માની શકાય. એ વ્યવહાર કયા પ્રકારનો કરવો તથા કયા પ્રકારનો ન કરવો એ વિષે સ્પષ્ટીકરણ કરવા જતાં લાગશે કે ધર્મ—ક્રિયામાં, અપવિત્રતાવાળાં કાર્યોમા વગેરે સ્થાનોમા દૂર રાખવાની રીતિ માત્ર હશે.

## બાધક શબ્દનું પ્રતિપાદન.

વેદમાં વપરાએલ "પંચજન"=પાંચ જાતિના લોકો; "પંચકૃષ્ટિ"= પાંચ જાતિના કૃષિ-કારો, ઇત્યાદિ શબ્દોની ઉત્પત્તિ પણ આ યુગો પછી કેટલાક માને છે. એટલે જ્ઞાતિ-ભેદ પણ ન હોય એ સમજવું સરળ છે; માત્ર હોય તે વર્ણ-ભેદજ હોય. સ્પર્શાસ્પર્શનો ભેદ તો ફક્ત "બ્રાહ્મણો" અને "ઉપનિષદો"ના સમયમાં ઉત્પન્ન થવા પામ્યો અને સ્મૃતિના સમયથી અધિક બન્યો, તે પુરાણ વગેરેના વખતથી ઉત્તરકાળમાં બહુ વૃદ્ધિ પામતો ચાલ્યો એજ અનુમાન સબળ લાગે છે, તોપણ નીચે જે વ્યવસ્થાથી પ્રસ્તુત વિષયની ચર્ચા થાય તે ઉપરથી આપણે તો સિદ્ધાંતનો નિષ્કર્ષ થઇ શકશે.

## તટસ્થ રીતે પરમત દર્શન.

કેટલાકના મત પ્રમાણે જોતા એમ સમજાય છે કે-"દ્વિજ શૂદ્રને હાથની બનાવેલી રસોઇ ખાય, કારણકે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વર્ણસ્થ સ્ત્રી પુરૂષ વિદ્યા ભણાવવાના, રાજ્ય પાળવાના અને પશુપાલન ખેતી તથા વ્યાપારના કામમા તત્પર રહે છે, પરંતુ શૂદ્રના પાત્રમાં અને તેમના ઘરનું પકાવેલુ અન્ન આપત્કાલ વિના કદિ ન ખાય." આ સ્થળે નીચેનુ આપસ્તંબ ખંડ ૨ સૂત્ર ૪ ટાંકી તેમાથી સ્ફુટ થતો અર્થ ગ્રહણ કરાવે છે.-
**આર્યાધિષ્ઠિતા વા શૂદ્રા સંસ્કર્તરી સ્યુઃ ॥** "આર્યોના ઘરમા શૂદ્ર અર્થાત્ મૂર્ખ સ્ત્રી પુરૂષ પાકાદિની સેવા કરે, પરંતુ તે શરીર વસ્ત્રાદિથી પવિત્ર રહે. આર્યોના ઘરમા જ્યારે રસોઇ બનાવે ત્યારે મુખ બાંધીને બનાવે, કેમકે તેમના મુખથી ઉચ્છિષ્ટ અને નિકળતો શ્વાસ પણ અન્નમા પડે નહિં. આઠમે દિન ક્ષૌર તથા નખ છેદન કરાવે અને સ્નાન કરીને પાક બનાવ્યા કરે, તથા આર્યોને ખવડાવી પછી પોતે ખાય."

## તાત્પર્ય.

આનો અર્થ એવો સમજી શકાય કે આપસ્તંબના સમય પૂર્વથીજ સ્પર્શ્ય અમુક અને અસ્પર્શ્ય અમુક, એવા વિભાગો પડી ગયેલ હોવા જોઇએ. ભલે શૂદ્રના હાથનું રાંધેલ ખાવાનો વિધિ કર્યો કહીએ, કે ભલામણ માત્ર કરી માનીએ; પરંતુ અન્નનેજ અમુક સ્થિતિમાં હોય ત્યારે પવિત્ર માનવું. અમુકમા હોય ત્યારે અપવિત્ર-એ ભેદ થયાનું પણ સિદ્ધપ્રાય માની લેવાય. પદાર્થ-જડ કે ચેતન-ગમે તે પ્રકારનો હોય પણ તે પવિત્ર છે કે નહિં, સ્પર્શ્ય છે કે નહિં, શુદ્ધ સંસ્કારવાળો છે કે નહિં, એ વગેરે નિરીક્ષણ કરે

તે પછીજ ઉપયોગમાં કે વ્યવહારમાં તે પદાર્થને સ્વીકારી લેવાય, એ વાત તો પ્રચારમા આવી ચુકેલ ખરી. ધર્મની ક્રિયાઓ અસ્તિત્વમાં આવ્યા પછી જ્યારે તે ક્રિયાઓ માટે સ્વચ્છતા, શુદ્ધિ, પવિત્રતા ઇત્યાદિ માટે ખાસ સંસ્કારોની આવશ્યકતા રહેતી ત્યારથી અવશ્ય રીતે જડ પદાર્થો સંબંધે સ્પર્શાસ્પર્શ–ભાવ અને તે પહેલા ચેતન પદાર્થો માટે એજ ભાવ જન સમુદાયમાં ઉત્પન્ન થવા પામ્યો એમ માની શકાય ખરૂં.

મી૦ દત્તના શબ્દોમાં નહિં પણ માત્ર તાત્પર્ય આ લેખકના શબ્દોમાં ઉતાર્યું છે, તો તે દોષ ક્ષંતવ્ય મનાશે, એવી આશા છે; કારણકે એઓના પુસ્તકનો ઘણો આધાર આ લેખમાં લેવાયો છે.

## અત્યંત નિર્ણાયક દત્ત સાહેબનો મત.

મી૦ દત્ત સાહેબના લખવા પ્રમાણે પાંચમું પ્રકરણ: પાનું ૬૩ પુસ્તક ૧ લું)·–પ્રથમ અવસ્થામાં જ્યારે આર્ય લોકો પંજાબના ભાગમાંજ માત્ર વસતા હતા ત્યારે વર્ણ–ભેદ કે જાતિ અગર જ્ઞાતિ વગેરે કાંઇ વિભાજક–ગુણ જનસમુદાય પરત્વે ન હતો અને હતો તે માત્ર નિર્જીવ તુચ્છવત્ હતો. તે પછી બીજી અવસ્થામા જયારે તેઓ ગંગા નદીના તટ, ખીણ ઇત્યાદિ ભાગોમા આવી વસ્યા ત્યારે વર્ણ–ભેદ સ્પષ્ટ થવા લાગ્યો; અને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર, એવા મુખ્ય વિભાગ જન–સંસ્થામાં આવ્યા. આ સમયે અમુક જુજ અંશે માત્ર સ્પર્શાસ્પર્શનું સ્વરૂપ અસ્તિત્વમાંજ આવ્યું, એવી ગણાય, અર્થાત્ બીજરૂપ સ્થાન અને સમય આ યુગ અને આ સ્થળની લેખવો યોગ્ય છે. જે વખતે ઋષિ મુનિ અને સર્વેનો એકજ "આર્ય" એ નામનો વર્ગ હતો તે વખતે "આર્ય અનાર્ય" એવો વર્ણ–ભેદ માત્ર હોય, તોપણ તેમાં શત્રુત્વના ભાવો પ્રકટ થતા હોવાને લીધે દૂરપણું પરસ્પર હોય, અને તે દૂરત્વનો ભાવ વિસ્તાર પામવાથી ધિક્કાર, વશ કરવાની વૃત્તિ એ વગેરે ગુણો પ્રાધાન્ય પદ પામી, ગંગાતટ ઉપર આવતા યુગમાં અને તે પછીથી સ્પર્શ્ય અમુક અને અસ્પર્શ્ય અમુક એવું અંતર અધિક આવિર્ભાવ પામવા લાગ્યું હતું. પ્રથમના યુગમાં તો ઋષિઓ અને બીજા સર્વે વ્યવહાર વ્યાપૃત રહેતા, જય અજયમાં ભાગ લેતા; અને ધર્મનું એટલું ઉંડું ધ્યાન તેઓને ખાસ લાગેલ ન હતું. આની ખાત્રી વિશેષ માટે ઋગ્વેદ ૫, ૨૩, ૨; ૬, ૨૦, ૧; ૬, ૨૮, ૫; ૯, ૬૯, ૮; એટલાં સ્થળો જોવાની ભલામણ કરી શકાય ખરી. માત્ર જે જાતિની ઉત્પત્તિ પ્રધાન રીતે ગણાય છે, તે ખરૂં જોતાં

પુરૂષ સૂકતથી આરંભીનેજ; અને તે સૂકતની કૃતિ બીજાં મંડળોની સરખાવટમાં પ્રાચીન નજ ગણાય, પરંતુ ઘણી અર્વાચીન માલૂમ પડે છે અર્થાત્ પાંચસે સાતસે (૫૦૦–૭૦૦) વર્ષો સુધીનાં વેદનાં લખાણોમાં કોઇ સ્થળે એકલોહિથી ઉત્પન્ન થયેલ એટલે જાતિવાચક વર્ગ–વિભાગનું કોઇ સ્થળે આક્ષેપ કે વચન કર્યાનું જોવામા આવતું નથી. "વર્ણ" શબ્દ (૩, ૩૪, ૯) માત્ર રંગથી કરાએલ આર્યો અનાર્યો વચ્ચેનોજ ભેદ દર્શાવે છે, પણ આર્યામા માહોમાહે એથી બીજો કોઇ અધિક ભેદ નથી જોઇ શકાતો. ૯, ૧૧૨, ૩ માં સ્પષ્ટ કહે છે કે. વર્ગનો ભેદ ન હતો, અને એક ઋષિ પોતે ઋચાવેદનાં ગાનો બનાવતો હતો; તેનો પિતા વૈદ્ય હતો અને માતા દરણાં દળનાર હતી, ઇત્યાદિ. આ ઉપરથી એ તો સિદ્ધપ્રાય મનાય કે ધંધાથી કે કોઇ રીતિના વ્યવહારમાં આચાર–વિશેષથી એક અગર અનેક જાતિ આ યુગમાં બંધાઇ કે સ્થપાઇ ન હતી. મેકસ મ્યુલર (મી૦ દત્ત ટાકેલ–"ચીપ્સ ફ્રોમ એ જર્મન ઉવર્કશોપ" પુસ્તક ૨, પૃષ્ઠ ૩૦૭) પ્રમાણે જોતા પણ સહજ જણાશે કે મનુસ્મૃતિ વગેરે આધક અર્વાચીન ગ્રંથોમાં વાચવામા આવે છે એવી જાતના જાતિ–ભેદ વેદના સમયમા ન હતા. પાશ્ચાત્ય વિદ્વાનો તો પુરૂષ–સૂકત ને અર્વાચીન એટલું માને છે કે કદાચ તે સ્મૃતિના સમયમાજ ઉત્પન્ન થયું હોય ઉવેબરના "ઇન્ડીઅન લીટ્રેચર" મા પણ એમ જણાવ્યું છે કે વેદના સમયમા જાતિ ભેદ બીલકુલ ન હતો માત્ર "વિશ" શબ્દથી સર્વે જનોનું સામાન્ય નામ સમજાતું ડાકતર રોથ તો એવી દર્શાવે છે કે આ સમયમાં ન હતો, પણ એવો ભેદ માત્ર મહાભારતના કાળથીજ જન્મ પામ્યો.

## નિષેધ નિરાશ.

હવે આ યુગમા સ્પર્શાસ્પર્શ–શબ્દનુ અસ્તિત્વજ જયારે ન મનાય ત્યારે તેનો અર્થ તો શી રીતે જન્મ પાડયો હોય? મૂળ શોધવા જતા હજી અર્વાચીન કાળમાં તે મૂળ સમાયુ છે, એટલું નિર્ણય કરાયુ માની લેવાય ઋગ્વેદમાં તો બ્રાહ્મણ ક્ષત્રિય વિગેરે ભેદ પણ ન હતા, માત્ર પુરૂષ સૂકતના કાળથી તે પણ ઉત્પન્ન થયા વસિષ્ઠ વિશ્વામિત્રની આખ્યાયિકામા પણ આજ વિષય સમાએલ છે, અને આજ હકીકત ધ્યાનમા અચૂક લેવી જોઇએ. એ વિષયની સવિસ્તર ચર્ચા કરવા માટે આ સ્થાન અનુચિત માની એટલુંજ ટુંકામા કહેવુ પ્રાપ્ત થાય છે કે વસિષ્ઠની જેવાજ વિશ્વામિત્ર પણ વેદના પ્રણેતા હતા ગાયત્રી ગાયત્રીના પ્રણેતા તે વિશ્વામિત્ર; અને કદાપિ ઘડીભર

માની લેવાય કે ક્ષત્રીય છતાં તે વેદના અમુક ભાગના રચનાર હતા, તોપણ બ્રાહ્મણ ક્ષત્રિય ઇત્યાદિ વચ્ચેનો ભેદ કે અંતર તો કોઇ અંશે વેદના સમયમાં નજ હોવો જોઇએ એ વાત સિદ્ધ થઇ ગણાય. પુરાણના કાળમાં ગાથા, આખ્યાનો આખ્યાયિકાઓ રચાઇ, અને જે સ્થળે પુરવણી કરી રંગ, આભૂષણ, અલંકારથી બહારના પ્રદેશો દીપાવતા હતા તે સ્થળે તે તે પુરૂં પાડવામાં આવ્યું, એવી માન્યતા હાલ યોગ્ય ગણાઇ છે.

## ઐતિહાસિક–આધાર; તદનુંસાર–દોહન.

આ પ્રથમ યુગ પછીથી વર્ણ ભેદ વધતો વધતો જાતિ ભેદ અને વર્ગ-વિભાગ કરવા સમર્થ બન્યો તે પણ ૪૦૦–૫૦૦ વર્ષોનો સમય થયો, એટલા અંતરાલથી માત્ર કરાયો એમ માનવુ ઘટે છે. આર્ય લોકો જગતના અન્ય ભાગોથી અલગ રહેતા અને એકલશૂરાપણું વધારે રૂચીકર તેઓને હતું; તેને પરિણામે સખ્ત ધોરણો અને નિયમો ઘડવાનું તેઓએ અનુકૂળ ધાર્યુ, એવા નિયમો રચ્યા અને જગત્‌થી પૃથગ્ ભાવ ધારણ કર્યો એટલુંજ નહિં, પરંતુ પરસ્પર વર્ગોના વિભાગો પણ પાડયા "ગંગાતીરે હિમગિરિ શિલાબદ્ધપદ્માસનસ્ય" એવા પ્રત્યેક પુરૂષે પોતાને ઠીક પડે તેવી કૃતિઓ પ્રકટ કરી અને તેમા તત્વજ્ઞાન વગેરે અનેક પ્રકારના વિષયો સાથે ભેદ–ભાવ વધાર્યો જેના બાપદાદાઓએ વેદની ઋચાઓ રચી હતી તેના પુત્રો તેની પદ્વીએ વિરાજમાન થઇ તે દિશામાં પ્રયાસો ચાલુ રાખતા બન્યા અને પોતપોતાનુ પ્રત્યેક વ્યકિતએ મહત્વ વધારવા માડયુ તેનુ એવું પરિણામ આવ્યુ કે આચારના વિધાનો અધિક થયાં.

## બ્રાહ્મણ જ્ઞાતિની ઉત્પત્તિ

નિષેધોએ જન્મ લીધો અને અમુક આચાર–વિધિ પ્રમાણે ન વર્તનારને હાલના કાયદામા પ્રાપ્ત થયેલ Sanction શાસન પ્રાયશ્ચિત્ત વગેરે ઉત્પન્ન થવા પામ્યાં. અર્થાત્ ધર્મ–ક્રિયા વૃદ્ધિ પામી અને બ્રાહ્મણોનું મહત્વ, સત્તા ઇત્યાદિ તેની સાથેજ લાગલા વધતાં ચાલ્યાં. જયાજયનો અવકાશ થોડો રહ્યો, સુખશાંતિનું જીવન અધિક અંશે થયું, તેથી નિવૃત્તિ માર્ગ તે જે ધર્મ–ક્રિયા તેણે ઉપાડો કારમો કરવા માંડયો અને જેને આધારે એ ક્રિયા કરી શકાય તેવા આધારભૂત સાધનો વધ્યા, કે જેથી એ આધાર લાવી રાખનાર વર્ગ સર્વોત્કૃષ્ટ પોતે મનાય એવા પ્રયાસો કરવા લાગ્યા. આ માન્યતા ઐતિહાસિક દ્રષ્ટિથી સ્વાભાવિક લાગે છે. ક્રિયા–વિધિ વગેરેમાં જીવન–

સાર્થકતા માની આ જીવિકાનું તે સાધન ગણી પોતાની ઉચ્ચતર પદની ગણના ધારી, વર્તનાર બ્રાહ્મણ વર્ગ વંશપરંપરા પોતાના ધંધાની પોતાના કુલપરિવારમાં સ્થપાઇ રહે. તેવા પ્રયત્નો કરતાં આ યુગમાં પોતાને પવિત્ર અધિક શુદ્ધ, અધિક ધાર્મીક મનાવવા લાગ્યા અને આ સ્થળે સ્પર્શાસ્પર્શ-ભાવ ખરો જન્મ લેવા પામ્યો એમ માનતા બાધ નહિં નડે. આને પરિણામે એટલું પ્રથમ પગથીએ થયું કે રોટી વ્યવહાર રહેલ માની લેવાય, તોપણ બેટી-વ્યવહાર તો અમુક અમુક ખાસ કુટુંબો વિનાની સાથે નજ રાખવો એ નિશ્ચય થવા લાગ્યો, અર્થાત્ બ્રાહ્મણ બીજા વર્ગની કન્યા પોતાના ગૃહમા લાવે, પરંતુ પોતાની કન્યા પોતાથી નિકૃષ્ટ જાતિના ઘરમા જવા ન દે, એ વાત સાવધાન રહી સાવચેતી ધારણ થવા લાગી ધીમે ધીમે કાલાતરે આ વિવેક કે અવિવેક બુદ્ધિ એટલી વધી કે શાસ્ત્રનું શાસન તદનુસાર થયું અને પ્રથમાસ્પદે જે માત્ર રિવાજજ હતો તેનુ શાસ્ત્રવિધિમા રૂપાંતર થઇ ચૂક્યું.

## ક્ષત્રિય તથા અન્ય બે વર્ણોની ઉત્પત્તિ.

એવીજ રીતે વિગ્રહ પ્રિય વર્ગ બંધાયો હોવો જોઇએ. અશાંતી અને રાજ્ય સ્થપાયા પૂર્વના કાળના અરાજક સમયમા જે સુદાસ વીગેરે માત્ર વીર પુરૂષ કે વીર પુરૂષોના નેતા તરીકેજ લેખાતા, પરંતુ જેમ જેમ સ્થાયી વાસ થતો ગયો તેમ તેમ રાષ્ટ્ર-બીજ રોપાયાં, ફાલ્યા, ફળીભૂત થયાં; તેમ તેમ ભભકો વધ્યો, પરિચ્છદ-સાધનો અધિક થયા, અને રાજ્ય-મમતા તેમ રાજત્વના ભાવો વધારે અંશે પ્રકટ થવા લાગ્યા. મમતા સાથે મહત્વાકાંક્ષીઓનુ માહાત્મ્ય વધ્યુ, અને ક્ષત્રિય જાતિ ઉદ્ભવી; એજ રીતે બીજી સર્વ જાતિ સંબંધે સમજવાનું છે.

## જાતિ-જ્ઞાતિ શબ્દાર્થની પ્રતીતિ.

"જાતિ" શબ્દ ઉપરથી "જ્ઞાતિ" શબ્દ આવેલ હોય એવુ માનવું સહજ લાગશે, કારણકે જન્મથી સ્થપાએલ ભેદ આ પ્રસંગે ઉત્પન્ન થયો હોય તો તે પછી કાળક્રમે જયારે અમુક સમુદાયમાં જન્મ ધારીની અમુક જાતિ ગણાય, એવું કહેવાવા લાગ્યુ હોય. પણ અમુક સમુદાયની અમુક રીતિના ભેદથી ઓળખવાની સંજ્ઞા-જ્ઞા=જ્ઞાન થવું-તે તો પછીના કાળમાજ બન્યુ હોવું જોઇએ. નિરૂકતના તેમજ પ્રકૃતિ-સ્વરૂપના સહજ અનુક્રમનું નિરીક્ષણ કરતાં પણ સમજી શકાશે કે જાયતે=ઉત્પદ્યતે પશ્ચાત્ જ્ઞાયતે ॥ માટે, ટુંકામાં બોલીએ તો વિવાદાસ્પદ કાંઇ ગંભીર નથી, અને જાતિ પ્રથમ, પછી જ્ઞાતિ.

## વિભાજક ધર્મ હજી સ્પષ્ટ ન હતો.

જાતિભેદ કરવાનાં જે મુખ્ય કારણો હાલ માની શકાય તે સર્વે તે સમયે હતાં કે નહિં તે માત્ર લેખની નિર્વહણુ સંધિથી અધિક સ્પષ્ટ થશે. ( ૧ ) આંતઃ શુદ્ધિ, ( ૨ ) બહિ શુદ્ધિ. એ ધારણુ આપવાનો સંપ્રદાય છે, અને સ્પર્શાસ્પર્શ પણુ તેથી ઉદ્‌ભવેલ હોય એમ હાલ તુરત માની લઈએ. ( ૧ ) વ્યવહાર—એ પણુ વિભાજક-ગુણુ લેખાય તો પછી (અ) આચાર વ્યવહાર તથા (બ) સંસાર વ્યવહાર એવા તેના બે અવાંતર વિભાગ કરતાં બે વિભાજક ધર્મો ગણુવા પડશે. તે પછી ( ૧ ) લોહી અને સંપ્રદાય કે પરંપરા—એને વિભાજક ધર્મ ગણીએ તો કાળક્રમે તે જન્મ પામેલ હોય એવું અનુમાન માત્ર સબળ ગણી લેવાય. જો નિવાસ સ્થાનને એ ધર્મ માનીએ તો તે પણુ અધિક અર્વાચીન છે,અને તેને માટે પ્રાચીન કાળમાં સ્થાન કે અવકાશ સ્પષ્ટ રીતે હોય એમ લાગતું નથી. આવા ધારણો તપાસવા કે તે ઉપરાત રોટી—બેટી વ્યવહારરૂપી બહારનું ચિન્હ જે ભેદનું સૂચક છે તેનો વિચાર કરવો તેને માટે આ સ્થળ નથી, કારણુ કે વેદના સમયમા ઐતિહાસિક દ્રષ્ટિથી જોતા આ સર્વેને માટે ચર્ચા કરવી પ્રાપ્ત થતી નથી.

## રામાયણુ ઈત્યાદિ પ્રમાણે વર્ણ વ્યવસ્થા; અને તેમાંથી મળતાં બીજો.

સારાશ કે પુરાણુ અને વીર-યુગમાં જાતિ-ભેદ વધ્યો તે એટલે સુધી કે કુટુંબોમા જાતી લાગી; પરંપરા બધાણી; અને ધંધાની સ્થિરતા જામી રામાયણુમા સ્પષ્ટ કહેલ છે કે "In the Vedic age, the Hindu Aryans were a united body and practised Hindu rites. In the Epic age, however, priests and kings separated themselves as distinct castes and the people also formed themselves into the lower orders the Vaisyas and Sudras." વૈદિક યુગમાં હિંદુ આર્ય-લોકોનો ઐક્યતાધારી સમુદાય હતો અને હિંદુઓને અનુકૂળ આચાર પ્રમાણે વર્તતા પણુ વીર-યુગમા બ્રાહ્મણો અને ક્ષત્રિયો જુદા પડયા, નોખી જાતિઓ સ્થપાઈ, અને લોકો જે સામાન્ય પ્રજા હતી તેઓમા પણુ વૈશ્ય અને શૂદ્ર એવા વિભાગો સ્થપાયા. લગભગ એવીજ રીતિનું કહેવું અન્ય પુરાણોમાં છે. મહાભારતમા પણુ હજી કેવળ ધંધાને લીધે ચાલચલાઉ વિભાગો "દ્વિજ" માં અર્થાત્ શૂદ્ર વિનાના ત્રણુ વર્ણોમા પડયાહતા; પરંતુ તેને

કારણ ધંધા કે બીજી કોઇ અન્ય વસ્તુ સ્પર્શાસ્પર્શનો ભેદ કરાવવા સમર્થ હતી એવું કોઇ સ્થળે સ્પષ્ટ નથી. જો કાંઇ કહે છે તો હજી મહાભારત (શાંતિ પર્વ) મા પણ રાતા ગાત્રવાળા દ્વિજો, અમુક આચાર એટલે ગૃહ-વ્યવહાર તેમજ જન સમુદાય વચ્ચે ના વ્યવહાર સંબંધે જોતા રાજસ્ વૃત્તિના અધિક હોવાથી રંગ પણ રાતો તેઓનો કહેવાયો છે, અને તેઓના વર્ગને તે કારણે ક્ષત્રિય વર્ગ ગણ્યો છે "વર્ણ"-રંગને કારણે એમ હતું, તેની સાથે આ બીજા, ત્રીજા, અને તદન તરના યુગોમા ધંધા તે બહારનું અંગ અને તેના સહચારી અંતર્ગણ તે આંતરંગ-તે બેને કારણે, એમ અધિક વાત માત્ર મહાભારત અને બીજાં સ્મૃતિ, પુરાણો ઇત્યાદિમાંથી સ્પષ્ટ થાય છે. સ્પર્શાસ્પર્શ-ભાવના પ્રકટ થવી તે કાંઇ સહજ વાત ન ગણાય, કારણકે જાતિ-જ્ઞાતિ વગેરેના અધમ પરિણામ તરીકે જે હાલ ઓળખી શકાય છે તેવુ આ સાપ્રદાયિક અંગ તે વખતે ન હોય એમ માનવુ ઉચિત છે. આ વખતે હજી આર્યાવર્ત સ્વતંત્ર ભૂમિ હતી, અને સ્વતંત્ર ભૂમિના સુખના અનેક પ્રકારના સ્વાદનો અનુભવ લેનાર પ્રજાજન કદાપિ આવા દૌર્બલ્ય-દર્શક ભેદો-વિભેદોને પ્રવેશ કરાવે તે માનતા જરા બાધ નડે ખરો. આ સ્પર્શા-સ્પર્શનુ પ્રકટ વિભાજક ચિન્હ ખરૂ જોતા તે સમયને ઉચિત રીતે તો ફક્ત વેદ કે શાસ્ત્રનુ અધ્યયન તથા જ્ઞાન કરવાનો અધિકાર હોવો કે ન હોવો તે બાબતમા મુખ્યત્વે કરીને સમાયુ હોય એમ માન્યતા થઇ શકે તો પછી આ યુગનાં લખાણો ઉપરથી સિદ્ધ થઇ ચુકયુ છે કે જ્યારે વીર-યુગ પ્રવર્તતો હતો તે લગભગ ૪૦૦-૫૦૦ વર્ષના અંતરાલમા સર્વે લોકો સામાન્ય રીતે બ્રાહ્મણ તથા ક્ષત્રિય વર્ગની પેઠે વેદાધ્યયન કરી શકતા, માટે કરતાજ, તેમજ અમુક અપવાદ દૂર રાખીએ તો બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય વચ્ચે બેટીનો પણ વ્યવહાર હતો, તો રોટીનો હોય તેમા શુ આશ્ચર્ય? તો સ્પર્શાસ્પર્શની તો વાતજ કયાથી હોય! માત્ર આર્યાવર્તની સ્વતંત્રતા નાશ પામી છે સમયથી આરંભી જાતિ કે જ્ઞાતિ-ભેદ વધ્યો અને સ્પર્શ તેમ અસ્પર્શની ભાવના ઉત્પન્ન થઇ, લાગલી વૃદ્ધિ પામી અને સર્વત્ર પ્રસરી તેની સાથે એટલું પણ અચૂક ધ્યાનમાં રાખવાનુ છે કે વેદના સમય પછી બ્રાહ્મણ, ઉપનિષદ્, સૂત્ર, સ્મૃતિ વગેરે રચાયાં ત્યારથીજ ધંધાઓ તો અનેક જન્મ પામી ચૂકયા હતા. શુકલ યજુર્વેદ (૧૬ પ્રકરણ)મા પણ વાચવામા આવે છે કે, રથકાર, સૂતાર, લુહાર, કુંભકાર, ઘોડેસ્વાર, પ્યાદલ વગેરેએ ધંધા મુખ્ય પ્રથમ હતા તે

પછી હાવો વૃધ્ધિં ગત થતા ચાલ્યા અને અનેક શાખા વિસ્તાર થયો, તેની પ્રતીતિ માટે તેજ ગ્રંથનું ૩૦ મું પ્રકરણ બસ થશે. પરંતુ આધુનિક વિદ્વાનોના મત પ્રમાણે આ ધધા વંશપરપરાના કે જાતિ-વિભેદક કે ઉત્કૃષ્ઠ-નિકૃષ્ટ-ભાવ-જનક અગર સ્પર્શાસ્પર્શ ભાવના ઉત્પાદક ન હતા તે સમજવું સરળ છે. તોપણ મી૦ દત્તના અભિપ્રાય પ્રમાણે તો માગધ, સૂત, ભીમલ, મૃગયુ, સ્વનિન ઇત્યાદિ અનાર્યોના ધંધા હોઇ, તેને માટે આવી કાંઇ ભાવનાના આભાસરૂપી કે બીજરૂપી શંકા કે કલ્પના કરાય તો, તેને માટે કાંઇ સબળ દલીલ તે શિવાય બીજી નથી; માત્ર આર્યોના આશ્રય નીચે અનાર્યો રહેતા હતા અને વશ કરેલ, પરતંત્રપણે રહેતી પ્રજા જે રીતે લેખાય તે રીતે આ લોકો પણ લેખાતા હોવા જોઇએ, એટલું માની લેવાય. શૂદ્ર અને અનાર્યો-દસ્યુ-Aborigines ને માટે એવી હલકી ગણના થતી તે સંબંધે કાંઇ ના કહેવાય એવું નથી, પણ તેઓને સ્પર્શ કરવા કે ન કરવા, તેઓની સાથે રોટી-બેટીનો વ્યવહાર રાખવો કે ન રાખવો તે માટે કોઇ સ્થળે સ્પષ્ટ વિધિ કે નિષેધ વાકય વાંચવામાં આ યુગના ગ્રંથો જોતાં, આવ્યું નથી.

### "સ્પર્શાસ્પર્શ" ની વ્યાખ્યા માટે પ્રયાસ.

આટલેથી જરા અટકી વિરામ લઇ વળી સ્પર્શાસ્પર્શની વ્યાખ્યાનું નિરીક્ષણ કરવા મથીએ. આ પ્રમાણે ગ્રંથો આટલા યુગના તપાસતાં પ્રકાશ અધિક પડતું નથી, મૂળ જડતું નથી, અગર જડયુ તો તે મૂળ ફાલીફૂલી આવું પ્રૌઢ વૃક્ષ પેદા કરશે એમ માની લેવાતુ નથી. હાલના સ્થાપિત રૂઢ અર્થનુ બીજી પાસા અવલોકન કરતાં તો એમ જલદી વ્યાખ્યા બાંધી દેવાય કેઃ-સ્પર્શાસ્પર્શમા મુખ્ય અગ "રોટી તથા બેટી"-એટલે બહારનો સ્પર્શ તથા અતરનો સ્પર્શ. રોટીનો વ્યવહાર એટલે અંશે સ્પર્શ કરાવવા સમર્થ છે કે બહારના અંગોનો પરસ્પર અમુક વ્યકિતઓ કે અમુક સમુદાય સાથે વ્યવહાર જોડાય અને બેટીનો સમાગમ થાય એટલે લોહી એકાકાર થયુ, અતરનો સસ્પર્શ તથા અનેક પ્રકારના સંબધ બધાયા અને તેને પરિણામે અમુક વ્યકિતઓ કે અમુક સમુદાય સાથે આતર્વ્યવહાર સ્થાપિત થયો. એક સ્થૂળ અંગ; બીજું સૂક્ષ્મ અગ. એક પ્રથમ પદ, બીજું નજીકનું દ્વિતીય પદ. એક ગૌણ, બીજું પ્રધાન. એક આધેય, બીજું આધાર; એક પ્રકટ, બીજું નિગૂઢ. આનોઅધિક વિસ્તારથી વિચાર યોગ્ય સ્થળે હજી હવે પછી થઇ શકે, માટે અહીં તો તેને માટે એટલું કહેવું પ્રાપ્ત થાય છે તો હજી વ્યાખ્યા સ્ફુટ થવા કાજે વધારે ઐતિહાસિક દર્શનલંબાવીએ.

## ઉપસંહાર.

શતપથ, ઐતરેય ઇત્યાદિ બ્રાહ્મણોના તેમજ ઉપનિષદોના સમયમાં તો જાતિભેદ એટલો આછો હતો કે જનક ક્ષત્રિય છતા બ્રાહ્મણ કાર્ય એવું કર્યું કે યાજ્ઞવલ્કયને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો, ગાયત્રીના દ્રષ્ટા વિશ્વામિત્ર જે ક્ષત્રિય હતા તેનું બ્રહ્મત્વ સુપ્રસિદ્ધ છે; સત્યકામજાબાલ પણ ગમે તે જાતિના છતા તેનું બ્રહ્મત્વ પ્રતિપાદિત થયેલ છે, એ બધું એવુ અનુમાન સબળ રીતે કરાવવા સમર્થ છે કે વિભેદક-અંગ વ્યવહારમા હજી સુધી એક સ્પષ્ટ રીતે આવવા પામ્યું ન હતુ.

## સ્પર્શાસ્પર્શનું મૂળ સૂત્ર યુગમાં.

હવે "સૂત્ર-સમય" કે જેને "બુદ્ધિના ઉદયનો સમય" લેખવામાં આવ્યો છે તે સમયમા જાતિ-જ્ઞાતિ માટે સખ્ત નિયમો રચાવાનો આરંભ થયો. આ યુગ પૂર્વે જે રોટી-બેટીનો વ્યવહાર નિરંકુશિત કે અસંકુચિત રીતે પ્રવર્તતો તે બંધ કરાવવા માટે અને કુસંપને પ્રવેશ કરવાનુ દ્વાર બાધવા માટે કાં જાણે ન હોય તેવી રીતિના ભેદ ઉત્પન્ન કરનાર ધારા-ધોરણો રચાયા. આજ દિન સુધી જે શૂદ્રનો પુત્ર બ્રાહ્મણ કન્યાને છુટથી પરણી શકતો તેને આ યુગથી હવે "ચાંડાલ" લેખવો અને તેના વંશપરંપરાની તેમ બીજા કોઇ જે એવા લગ્નના પરિણામ હોય તેવી સંતતિને પણ એજ જાતિના લેખવા, એ પ્રમાણે ધારો રચાયો આવી રીતે અનેક જાતિ-જન્મને લીધે-જ્ઞાન કરાય કે અમુક સમુદાયનો છે માટે જ્ઞાતી-ઉપ્તન્ન થવા પામી. શૂદ્રનો પુરૂષ ક્ષત્રિયની કન્યાને પરણી પ્રજા જે ઉત્પન્ન કરે તેવાઓના જન્મથી થયેલ જાતિનુ નામ વન એ રીતે અનેક જાતિ ઉત્પન્ન થવા પામી તથા આ યુગ તે સ્પર્શાસ્પર્શની ભાવનાના બીજને ખાતર, ખેડાણ પાણી ઇત્યાદિ સામગ્રીની સહાય મળી, એટલુ માની લેવાય. આર્યાવર્તનિવાસી અનાર્યો તેમજ ગ્રીસ વગેરે દેશોમાથી વ્યાપાર અર્થે આવેલ સમુદાયમાથી અમુક વ્યકિત ઓ જે આર્યાવર્તમા કાયમ રહી હોય તથા લગ્ન કરી ગૃહવ્યવહાર ચલાવ્યો હોય તેવાઓની પણ ગણત્રી સૂત્રકારો તથા સ્મૃતીકારોએ કરી લીધી અને જાતિ-વિસ્તાર ઘણો વધારી દીધો. તોપણ આ ભાગ-ભેદ વિભાગ-વિભેદ ધંધાને કારણે ન હતો, તે વાત તો સ્પષ્ટજ છે, તેની સાથે એ પણ ખરૂ કે આર્યાને માહોમાહે ચાર વર્ણોમાં હજી એટલો ભેદ કે સ્પર્શાસ્પર્શ-ભાવ ગણવો એવું થયેલ નહોવું જોઇએ, માત્ર અનાર્યો જેવ કે મૂળ વતની અને વ્યાપાર વગેરે કારણે આવનાર આગંતુક વતની માટે

આવો જાતિ-ભેદ હજી પ્રારંભ કાળ જે આ સૂત્ર-સ્મૃતિનો યુગ ગણાય તેમાં રહ્યો હોય. બહુ બહુ થયું હોય તો હજી આ યુગમાં બ્રાહ્મણોને બીજા કરતા અધિક હકો પ્રાપ્ત થયા, એ વાત નિઃસંદેહ મનાય. પરંતુ એ બીના પણ પરસ્પરહેત, પ્રીતિ, શાંત, સલાહનુંજ સૂચક ચિન્હ છે, એ સહજ સમજાશે. બ્રાહ્મણો માનને પાત્ર થયા, અને ઉંચે પદે બેઠા, પણ હજી આ ઉચ્ચ પદમાં પવિત્રતા છે અને તેથી જે નીચા તે સર્વે અપવિત્ર પદો; એવી ભાવના જન્મ પામી ન હતી. ધંધા ચાર વર્ણોના આ યુગમાં મુકરર થઇ સ્થાપિત બન્યા, કારણ કે આ યુગની અવધિ-૭૦૦ વર્ષોની લગભગ ગણેલ છે. આ યુગ એટલો મોટો છે કે તેની દરમીઆન ઘણા ફેરફારો જનસમુદાયમાં થવા પામ્યા. ગૌતમ બુદ્ધ પણ આ જમાનામાં થઇ ગયો, અને તેને માટે સુત્રકારો તો થોડા પણ સ્મૃતિકારો અને વિશેષે કરી પુરાણ-ગ્રંથના લખનારાઓએ અધિક રીતે વિષમ ધારા-ધોરણો રચ્યાં હોય તો તેમા નવાઇ નથી.

### સ્પર્શાસ્પર્શનો બુદ્ધના સમયમાં અવકાશ હતો કે નહીં?

ગૌતમ બુદ્ધને જાતિ-ભેદ માન્ય ન હતો એ સહજ જાણી શકાય એવી વાત છે અને જન્મને લીધે કદી નહિ, પરંતુ સ્વકર્મને લીધે મનુષ્ય મનુષ્યમા ભેદ રહી શકે, એ આગ્રહ ધરાવનાર એવું કથે છે કે.- ભેદજનક ચિન્હ પશુ પક્ષીમા કાંઇ હોય તો આકૃતિ-વિશેષ અને જન્મ વિશેષ-જે બેથી જાતિ વિશેષ બને છે. પણ મનુષ્યમા તો સ્વકર્મ, સ્વ-વ્યાપાર સ્વ-વ્યવહારથીજ જાતિ કે કોઇ પણ જાતનો ભેદ રહેવા સંભવ મનાય. બ્રાહ્મણ હોય છતા આ યુગમા ખેતીનો ધંધો કરે, હુન્નર વગેરે બીજા ઉદ્યોગો કરે, વ્યાપાર કરે, અને બ્રાહ્મણ-કર્મનુ જ્ઞાન ન હોય છતા જન્મને કારણે બ્રાહ્મણ લેખાય, તો તેવાઓને બુદ્ધ ધંધાથીજ ઓળખવા એમ માનવાને કારણ આપે છે; ત્યારે આપણા પ્રસ્તુત કાર્ય માટે તેવા ભેદને જ્ઞાતિ-ઓળખાણ આપનાર ચિન્હ કહેશું તો બાધ નથી. (વાશેત્થ સુત્ત).

### ઉત્તર.

સ્પર્શાસ્પર્શની ભાવના કોઇ રીતે દૂર પણ જન્મ પામી હશે તો આ યુગના બીજા અવાંતર ભાગમા તેનો બુદ્ધ મત સાથે સંઘટ્ટ થયો, સંઘર્ષ ઉત્પન્ન થયો, અને પરિણામે તેના સંસ્કાર ઝાંખા થવા લાગ્યા. મનુષ્ય યોનિમાં જન્મ લીધા પછી ઉંચ-નીચ, ધિક્કારનાર-ધિક્કારવા લાયક, રોટી-બેટીના વ્યવહારનો નિર્ણાયક- અને નિર્ણય સહન કરનાર એવા ભેદ હોઇ શકે નહિં,

એવું જીવન સૂત્ર ધરનાર તથા એવો સંપ્રદાય પ્રવર્તાવનાર બુદ્ધ જે કરી શક્યો તે એ કે આવો કલ્પિત ભેદ અમુક અંશે ટાળવા લાગ્યો અને તેમાં અમુક અંશે જય પણ પ્રાપ્ત કર્યો.

## જડ પદાર્થ–પરત્વે સ્પર્શાસ્પર્શ ભાવ.

સ્પર્શાસ્પર્શ જેમ ચેતન પદાર્થનું તેમજ જડપરત્વે પણ સમજવાનું હોવું જોઈએ. જડ પદાર્થો માટે શુદ્ધપણું પવિત્રતા વગેરે ગુણો હોવાનું આવશ્યક હતું, તે બ્રાહ્મણ તથા ઉપનિષદોના સમયથી વધારે જોવામાં આવે છે. આચાર ભાગ વધ્યો ત્યારથી એટલે વીર–યુગમાંથી આ અંગ સ્પષ્ટ દેખાયું, અમુક ભક્ષ્ય અને અમુક અભક્ષ્ય; અમુક સ્પર્શ્ય–દ્રવ્ય અને અમુક અસ્પર્શ્ય દ્રવ્ય; એવા વિભાગ પ્રથમ કાળના આર્ય લોકો કે જે પંજાબમાં રહેતા હતા તેઓના સમયમા એ ન હતો, એમ મી૦ દત્ત ઇત્યાદિ વિદ્વાનોનું માનવું છે. વીર–યુગ શાંતિનો હોવાથી ભક્ષ્યાભક્ષ્ય, સ્પર્શ્યાસ્પર્શ્ય એમ, જડ પરત્વે તો સર્વના હૃદયમા ભેદનુ કારણ આવી રહ્યું હતું એમ મનાય. ઘણે અંશે વૈદ્યકીય જ્ઞાનને આધારે આવો બાધ નીકળ્યો અને એવો ભેદ જન્મ પામ્યો, કાંઇક અંશે પ્રાપ્તિ–વિષમતા કે સરલતાને આધારે પણ ભેદ આવી લાગેલ હોય, અને કાંઇક કર્મમા ઉપયોગીપણાને આધારે બનેલ હોય. ગમે તેમ હો, પણ જડ પદાર્થોમા અમુકનો સ્પર્શ કરાય અમુકનો ભક્ષ થાય એમ વિવેક બુદ્ધિ પેદા થઇ તેના દૃષ્ટાંતો તો અનેક નીકળી આવે. પૃથ્વી પવિત્ર સ્વરૂપ, જળથી અન્ય દ્રવ્યોનું પ્રોક્ષણ થાય, અગ્નિ અધિક અંશે પવિત્ર કરે, વાયુથી મલ ધોવાઇ જાય, વગેરે જે જે યજ્ઞના ઉપસ્કરના શુદ્ધિ અશુદ્ધિના નિયમો છે તે સર્વ વિદ્વાનોના જાણવામાં છે, અને તે ઉપરથી જડ પદાર્થોમા આ ભેદ હોવાસંભવ છે એટલુ જ નહિ પણ પ્રથમના યુગથીજ અર્થાત્ ઘણા પુરાણા કાળથી એ ભેદ (સ્પર્શાસ્પર્શનો તો જરા મોડો હશે પણ) ભક્ષ્યાભક્ષ્યનો સ્વીકારાયો હોય એમ કહી શકાય ખરૂં. સોળ, ખદિર ઇત્યાદિ વનસ્પતી અન્ય વનસ્પતિથી શુદ્ધ, રૂરૂમૃગ, વ્યાઘ્ર ઇત્યાદિ પ્રાણીનુ ચર્મ અન્ય ચર્મ કરતાં અધિક મેધ્ય, પવિત્ર એવી ગણના ભલે અધિક અર્વાચીન કાળમા થઇ હોય, પરંતુ પ્રથમથીજ જડ પદાર્થો સબંધે આ તુલના પ્રચલિત બની હોય. મનુસ્મૃતિમા તો આ વિષયને ઉદ્દેશી એવુ સ્પષ્ટ વચન છે કે **અભક્ષ્યાણી દ્વિજાતીના મમેધ્ય પ્રભવાણિચ।। વર્જયેન્મ ધુમાસંચ।।** એ રીતે દ્વિજાતિના ત્રણ વર્ગને માટે મલિન સત્વોથી ઉત્પન્ન થયેલ વનસ્પતિ–કે એવો કોઇ અન્ય પદાર્થ

ખાવાનો નિષેધ કર્યો; તથા મદ્યમાંસનો આહાર તદ્દન વર્જીત ગણવો; એવું વિધિ વાક્ય મનુસ્મૃતિમા છે, તે એટલું અનુમાન સબળ રીતે બંધાવે છે કે તે પહેલાં વૈદ્યકીય શાસ્ત્રનો પ્રભાવ સર્વના તો નહીં પણ ઘણા વિદ્વાનોના જાણવામા હશે. મનુના સમયમાં તો વર્જ્ય એટલે ત્યાગ કરવો તેમાં સ્પર્શનો ધ્વનિ પણ સમાયાનું માનવું પ્રાપ્ત થાય છે, અર્થાત્ મધુમાસ અભક્ષ્ય છે એમ બ્રાહ્મણ-ઉપનિષદ્ ઇત્યાદિના વીર-યુગના સમયમાં માન્યતા હોય તથા વેદના પ્રથમ યુગમાં તેને માટે અધિક બાધ ન રહેતો હોય એમ માની લઇએ તો પછી એ તથા એવા અન્ય પદાર્થો સ્પર્શનીય પણ નથી એટલો અધિક બાધ મનુ વગેરે સ્મૃતિકારોના સમયથી વળગી જવા લાગ્યો હોય, તો ના નહિં.

## સ્મૃતિકારોના સમયમાં વિશેષ સૂચક ચિન્હ.

મનુસ્મૃતિમા (૨,૫૬) લખેલ છે કે **નોચ્છિષ્ટં કસ્યચિદ્દિદ્યાન્ના દ્યાચ્ચૈવ તથા ન્તરા નચૈવાત્યશનં કુર્યાન્ન ચોચ્છિષ્ટ: ક્વચિદ્વ્રજેત્ ।।** અને તેનો અર્થ એવો થઇ શકે છે કે કોઇને ઉચ્છિષ્ટ પદાર્થ આપવો નહિં, પોતે કોઇનો ખાવામા લેવો નહિ, અધિક એટલે અતિશય ભોજન કરવું નહિં અને અજીઠુ-ઉચ્છિષ્ટ-મ્હોં હોય તે વખતે કોઇ સ્થળે બહાર કે ઘરમાં ફરવું નહિ. આ નિષેધ વાક્યમા એવો ધ્વનિ રહેલ મનાય ખરો કે પ્રથમના બે ચરણમા જડ પદાર્થો સંબંધે સ્પર્શ્ય તેમ અસ્પર્શ્ય ભાવ જે બંધાયેલ, તેનુ આંતર્ગત તત્વ કાંઇ ઉંડુ હોઇ, તેની સૂક્ષ્મ રીતે ચેતન પ્રાણી ઉપર કોઇ અગ્રાહ્ય કે નિગૂઢ અસર થતી હોવી જોઇએ, અને તેની પ્રતીતિ પૂર્ણ રીતે સૂત્રકારોને હશે કે સ્મૃતિકારોએ સ્વીકારી લીધી, અને આવું નિષેધાત્મક વાક્ય ઉતાર્યું. ઉત્તરાર્ધમા કદાપિ ગૂઢ રીતે એમ પણ સૂચન હોય કે અમુક રીતે વાતાવરણ, પ્રાણ તત્વ તથા અન્નને સબંધ છે કે જેને પરિણામે ઉચ્છિષ્ટ અન્ન મુખ ઉપર કે મુખમાં હોય અને એક સ્થળેથી બીજે સ્થળે જા આવ કરવામાં આવે તો અમુક રીતે તેની ઉપર જડ તેમજ ચેતન પદાર્થોની અસર થવી જોઇએ, અને તેવી અસરમાંથી બચાવી લેવા માટેજ આ સાવચેતી આપી હશે. ગમે તેમ હો; પણ સ્મૃતિકારોના સમયથી ચોક્કસ રીતે ભક્ષ્યાભક્ષ્ય-ભેદ દૃઢ સ્થાપિત થયો અને બીજું એ કે સ્પર્શ્યાસ્પર્શ્ય-ભેદ અંકુરિત અમુક અંશે થવા પામ્યો. વળી જે ચારમાના ત્રીજા ચરણમાં અતિશય અશનન કરવું એ બોધક-નિષેધ-વાક્ય મુકવામાં આવ્યું છે તે તો સ્પષ્ટ રીતે વૈદ્યના ધંધાને લગતું છે

એમ માની લેવાય; ત્યારે તેની સાથે જો આવા ત્રણ બીજાં ચરણો આપ્યાં તો તેમા સૂક્ષ્મદ્રષ્ટિથી અવલોકન કરી દૃઢ પ્રતીતિ કરાવનાર મનુ વગેરે સ્મૃતિકારોએ અંત.પ્રતિભાવડે જે વ્યષ્ટિસમષ્ટિનો સંબંધ છે તે નક્કી નિર્ણય કર્યો અને તેમાંથી દોહન કર્યાના ફળ તરીકે અમુક બાધક વિષયો બતાવી આપ્યા. આવું છતા, સ્થૂળ વિષયોમા અમુક માણસનો સ્પર્શ કરવો, અમુકનો ન કરવો, એવો બાધ કે એવો ભેદ ધરાવનાર રેખા હજી દોરાઈ ચુકી હતી એમ માનવા માટે આના કરતાં અધિક કારણો મળી આવતાં નથી.

આ મોટી અવધિવાળા સૂત્ર-સ્મૃતિ-યુગમા બુદ્ધ મત ફેલાયો એ વાત સુપ્રસિદ્ધ છે. પરિણામ એ આવ્યું કે જાતિમાંથી ઉપર દર્શાવ્યા મુજબ સ્હેજ જ્ઞાતિ-ભેદ પણ થવા પામ્યો; તે ભેદ એક તરફ વૃદ્ધિ પામતો ગયો અને તેના વિરોધી તત્વો, બુદ્ધ-સંપ્રદાય પ્રમાણે બીજી પાસા પોતાની અસર ફેલાવી, અમુક બીજી દિશામાં લોકોનું વલણ કરાવવા લાગ્યા. ભેદ, ભાગ, વિભાગ, પેટા વિભાગ ઇત્યાદિ હિંદુ સંપ્રદાય પ્રમાણે વધતા ચાલ્યાં, તેની તરફ સામાન્ય પંક્તિના લોકો રૂચિ બતાવતા અટકયા. બુદ્ધના સંપ્રદાય પ્રમાણે, બહુ ડોલવાળા વિધાનો કે કરવામા વિષમ લાગે તેવાં, અગર કોઇ રીતે કંટાળો ઉપજાવે કરે અને થકવી દે તેવા વિધાનો જે બ્રાહ્મણોના સ્વવાથી હિંદુ-ધર્મમા હતા, તે નહિ હોવાથી, સામાન્ય પદના લોકો બુદ્ધ-મત તરફ વળયા, અને વિરોધી ભાવ બંનેનો પૂર્ણ જામ્યો. અંત એવો આવ્યો કે જાતિ-ભેદ વધ્યો, સ્પર્શાસ્પર્શનું તત્વ અધિક અંશે અંકુરિત થયુ, અને ખેંચતાણ બહુ વધી પડવાથી એક ગામ તરફ તો બીજે શીમ તરફ સ્વાર્થ ભર્યા પદાર્થ તાણવા માડયો. આ સ્થળમા ઇતિહાસનું કાંઇ આપણે પ્રયોજન નથી. આપણે તો ઇતિહાસની આરસીમા જાતિ-ભેદ કેવો પ્રકાશ કયારે કરે છે તે માત્ર જોઇ લેવા નુંજ કાર્ય છે.

## સ્મૃતિને આધારે જાતિ-ભેદ.

જાતિભેદ તે પહેલાં સ્મૃતિકારોએ કરેલ હતોજ. મનુના ગ્રંથ પ્રમાણે વર્ણ-સંકર-પ્રજાની ઉત્પત્તિ થવાથી જાતિ-ભેદ વધતો થયો, અર્થાત્ બ્રાહ્મણ ઇત્યાદિ ચારે વર્ણો માંહોમાંહે પરણી શકતા. મી૦ દત્તના અમૂલ્ય ગ્રંથ

પ્રમાણે ટીપ કરવી આવશ્યકતા નથી તોપણ થોડું ઘણું તેમાંથી લઇ અત્રે ધરવામા બાધ નહિં ગણાય માટે મૂક્યું છે.—

| પિતા. | માતા. | સંતતિમાંથી થયેલ જાત. |
|---|---|---|
| બ્રાહ્મણ | વૈશ્ય. | અંબષ્ઠ. |
| ,, | શૂદ્ર. | નિષાદ. |
| ક્ષત્રિય. | ,, | ઉગ્ર. |
| ,, | બ્રાહ્મણ. | સૂત. |
| વૈશ્ય. | ,, | વૈદેહ. |
| ,, | ક્ષત્રિય | માગધ. |
| શૂદ્ર. | વૈશ્ય. | આયોગવ. |
| ,, | ક્ષત્રિય | ક્ષત્રિ. |
| ,, | બ્રાહ્મણ. | ચંડાલ. |
| બ્રાહ્મણ. | ઉગ્ર. | અવૃત. |
| ,, | અંબષ્ઠ | આભિર. |
| ,, | અયોગવ | ધિગ્વન. |
| નિષાદ. | શૂદ્ર. | પુક્કસ. |
| શૂદ્ર. | નિષાદ. | કુક્કુટક. |
| ક્ષત્રિ. | ઉગ્ર. | શ્વપાક. |
| વૈદેહક. | અંબષ્ઠ. | વેન. |

આ પ્રમાણે કંટાળો ઉપજાવે તેવો મોટો હારડો થઇ જાય, તેવા ભયને લીધે એટલેથીજ સંતોષ પામવો ઉચિત છે, કેમકે મનુસ્મૃતિમાં તો અનેક જાતિની ઉત્પત્તિ આપી છે તથા તેના વિભાગ સ્પષ્ટ દર્શાવવા યત્ન કર્યા છે. એ બધાને કારણે આ જાતિ-ભેદ ન હતો એમ ઘણાનું માનવું સમર્થીત થઇ શકે ખરૂં, પણ તેનુ અહિ પ્રયોજન તાત્કાલિક નથી. માત્ર જોવાનુ એટલુ છે કે આ જાતિ-ભેદથી અમુકનો સ્પર્શ કરાય કે અમુકનો ન કરાય એવો ભેદ સ્પષ્ટ રીતે કોઇ સ્થળે જોવામા આવતો નથી. રોટી-બેટીનો વ્યવહાર કેવો હતો તેને માટે ખાસ જ્ઞાન કરવાનુ સાધન જો ગણીએ તો એ કે તેઓમાં તે વિષયનો પ્રતિબંધન હતો, એ સત્ય; ધંધા પણ જેને જે ફાવે તે કરાતા ખરા, ધંધો કરવામાં અગરજો સામાન્ય નિયમ પ્રમાણે વૈશ્ય સુવર્ણકાર, લોહકાર, કાંસ્યકાર, કુંભકાર વિગેરેનો ધંધો કરી શકે, તોપણ બ્રાહ્મણ, ક્ષત્રિયએ ધંધો ન કરતા એવું ન હતું.

## સ્પર્શાસ્પર્શનું મૂળ સ્વરૂપ.

અર્થાત્ ધંધો હીન તિરસ્કાર કે જુગુપ્સાની લાગણી ઉત્પન્ન કરતો [ન] હતો. શૂદ્ર જાતિ હતી, તેમાં પણ તેથી હલકી જાતિ, ચંડાલ, શ્વપાક ઇત્યાદિની હતી, અને તેઓનો ધંધો પણ હીન જુગુપ્સા કે આભડછેટનો ભાવ કેટલો પ્રગટ કરવા સમર્થ હતો તે સ્પષ્ટ ચોક્કસ રીતે કહી શકાતું નથી. સૂત્રકારો સ્મૃતિકારોની પૂર્વે થયા એ તો સુવિદિત વાત છે, અને સુત્રકારોમાં પણ વસિષ્ઠ, બાધાયન, ઇત્યાદિઓ ઘણી ખરી પેટા જાતિઓ મનુ વગેરે સ્મૃતિકારો જેવીજ આપી છે તેથી એટલું સિદ્ધ છે કે સૂત્રકારોના સમયમા આ સવ જાતિઓ વર્ણ-સંકર પ્રજા તરીકે ઉત્પન્ન થઇ, તેટલે દરજ્જે તિરસ્કારને પાત્ર ગણાઇ, તે પણ સ્થૂલ દૃષ્ટિ એ નહિ, પરંતુ સૂક્ષ્મ નીતિની દૃષ્ટિએ સમજવાનું છે. સ્મૃતિકારોના સમયમા તે વૃત્તિ, તે લાગણી, તે વર્તન પ્રકાર પુષ્ટ બન્યો, અને કાઈક દૂર રાખવાની આચરણ પદ્ધતિએ જન સમુદાયમા પ્રવેશ કર્યો ચંડાલ, વૈન, અન્ત્યાવસાયી, ઇત્યાદિ જાતિની ઉત્પત્તિને વસિષ્ઠ, આપસ્તંબ, બૌધાયન વગેરે સુત્રકારો વર્ણવે છે, અને તેવી હલકી જાતિઓ તરફ સૂત્રકારોના સમયમા જે તિરસ્કાર કે અધમતાની લાગણી હતી તે માત્ર એટલે દરજ્જે કે તેઓ બૌદ્ધ-મત તરફ મમતા ધરાવતા હતા પરંતુ આ સ્થળે તેઓની મમતા આવી જે ધર્મ ફેરવવાની થઇ, તે કાંઇ ઉંચા વર્ણના લોકોની તેમના તરફની પ્રીતિ વિનાની લાગણીને પરિણામે હતું કે આવી રીતે ધર્મના પંઝામાથી સ્વચ્છંદી રીતે છટકવાની વૃત્તિ હતી, તે એકદમ કહેવાને સબળ સાધન નથી, તેમજ કાંઇક અંશે તે અહિ અસાપ્રત પણ ગણી શકાય. એમ પણ માનવામાં આવે છે કે આ બધી જાતિઓને અનાર્ય લેખવામા આવતી, અને ત્રણ દ્વિજાતિ વર્ણો, આર્ય-જન લેખાતા તે પવિત્ર હતા કે ગણાતા તે વાત તો સ્પષ્ટ નથી, પણ તેઓમા માહોમાહે હની ઐક્ય, સલાહ, શાંતિ, સંપ વગેરે નિર્મળ સત્વ ગુણો પ્રધાનપદે હતા, એ તો સર્વે ઇતિહાસકારોના માનવા પ્રમાણે ખરૂં હતું. વૈશ્ય અને ક્ષત્રિય વર્ગના લોકો વ્યાપાર અને એવા ધંધા કરવામા વ્યાપૃત રહેતા તથા બ્રાહ્મણ વર્ગ ઉચ્ચતર આસને બેસી જઇ, તેઓની મહેનતનો લાભ, ફળનો સ્વાદ અને એ રીતે ઇષ્ટ વસ્તુનોજ ભોગ, હક તરીકે લેતા થયા. આ સ્થિતિને સ્પર્શાસ્પર્શ-ભાવનાનાં પૂર્વ ગામી બીજ તરીકે નહિ તો શી રીતે લેખીશું?

## હાલની જાતિઓ સાથે સમાનતા.

મનુસ્મૃતિ વગેરે સ્મૃતિઓનો સમય છેક એવો ન હતો કે જેના અંગો આધુનિક કાળમાં દષ્ટિ ગોચર બને; છતાં અમુક અમુક દર્શન થાય છે પણ ખરાં. દષ્ટાંત તરીકે જાતિઓ પોતે તેની તે ઘણીખરી રહી શકી છે; અને વસ્તીપત્રકો જે દશ વર્ષે કરવામા આવે છે તે પ્રમાણે જોતાં પણ મુખ્ય જાતિઓ નીચે મુજબ છે -૧ કૈવર્ત, ૨ ચંડાળ ૩ કોચ; ૪ બ્રાહ્મણ; ૫ કાયસ્થ, ૬ બગડી; ૭ ગોવાળ, ૮ સદગોપ, ૯ નાપિત, ૧૦ વૈષ્ણવ; ૧૧ ચમાર, ૧૨ સુત્રી, ૧૩ તેલી, ૧૪ જોલેય; ૧૫ તતી, ૧૬ પોદ; ૧૭ વાણીઆ, ૧૮ જુગી, ૧૯ કમર, ૨૦ કુમાર, ૨૧ બારિ; ૨૨ તિઓર; ૨૩ ધોબી; ઇત્યાદિ, હવે આ સર્વેના નામ મનુસ્મૃતિ વગેરે ગ્રંથોમાં છે.

### બહુ બહુ તો પતિત ભાવના ઉત્પન્ન થઈ હોય.

સારાંશ આ ઉપરથી એટલો દોરી શકાય કે સુત્રકારો તથા સ્મૃતિકારોના સમયમાં સ્પર્શા–સ્પર્શ–ભાવનાનું જો કોઇ રીતે ભાન હોય તો તે માત્ર એટલુંજ કે નીતિ–ધર્મ–શાસ્ત્ર–વગેરેને ધારણે આવી જાતિઓ પતિત માનવી; કારણકે, બ્રાહ્મણ, બ્રાહ્મણને પરણે, ક્ષત્રિય, ક્ષત્રિયને ઇત્યાદિ; પરંતુ તે નિયમથી ભ્રષ્ટ બની જો અધોગતિ કોઇ વર્ણની સ્ત્રી કે પુરૂષે સ્વીકારી તો તેવી રીતે લગ્નમા જોડાએલ સ્ત્રી–પુરૂષ તેમજ તેની પ્રજા પતિત માનવાં. તદનુસાર આવી જાતિઓ છેક અલગ અલગ ધીમે ધીમે પડે તેવાં વર્તનો બંને પાસા થવા લાગ્યાં. અને એ વાત પણ સાથેજ સ્મરણમાં રાખવાની છે કે એવી પતિત રીતે લગ્નમાં જોડાએલ સ્ત્રી પુરૂષોના દાખલા વારંવાર બનતા હોયજ નહિં; તે તો કવચિત બની ગયું હોય તે માત્ર ભૂલથી, મતિભ્રમથી, કે અકુલિનતાના સંયોગોથી આવી વર્ણસંકર પ્રજાને ઉપલા ત્રણ વર્ગો જેવો ધર્મમાં અધિકાર ન રહે તે પણ સ્પષ્ટ સમજાય તેવી વાત છે, પરંતુ એટલું અધિક પણ લક્ષમાં લેવાતું કે તાજુંતાજું જ્યાં સુધી દોષનું ચિન્હ તથા તેના પરિણામો હોય ત્યાંસુધી દોષની શીક્ષા થાય તોપણ તેને માટે જરાતરા મનમાં દિલસોઝી રહે ખરી હાલના વખતમાં દષ્ટાંત તરીકે વિલાયત જનારાઓને, જે જ્ઞાતિ ચુસ્ત રહી પ્રતીબંધ કરવામાં તત્પર છે, તેવીઓમાં પણ અગરજો જ્ઞાતિ બહાર કાઢે છે, છતા તેઓને માટે અત્યંત નિર્દયતા કે નિષ્ઠુરતા ભરેલ વર્તન જ્ઞાતિ–સમસ્ત તરફથી નથી હોતું. કાલક્રમે હાલ તો દરીઆપાર મુસાફરી કરવાનો પક્ષ વધતો જાય છે તેથી

ઉલટી રીતે આપણા સ્મૃતિકારોના સમયમા જોઇશુ તો બુદ્ધ મત જે વૃદ્ધિ પામતો જતો હતો અને "જન્મ"થી "જાતિ" નહિ પણ "કર્મ"થી "વર્ણ" એ બોધ સર્વત્ર કરી રહેલ હતો, તેવા વખતમા બ્રાહ્મણો મુખ્યત્વે કરીને અને તેને કારણે દ્વિજવર્ગ ખેંચતાણ અધિક કરવા લાગ્યો, અને ધર્મનાં ધારણો તથા નિયમો અધિક કઠણ અને વિષમ બનતા ગયા. ટુંકામાં "સ્પર્શાસ્પર્શ" નો આ યુગમાં જો કાંઇ અર્થ હોય તો તે માત્ર "ધર્મથી, નીતિથી, સદાચારથી પતિત"–એટલામા સમાયો હતો, તેટલે દરજ્જે પોતાથી અર્થાત દ્વિજ–વર્ગથી અધમપદની એ સર્વ જાતિઓ લેખવામા આવતી; છતાં વ્યવહાર ચાલતો ખરો. આનો અર્થ હવે જો રોટી–બેટી બે વ્યવહારમાં સમાએલ સંકુચિત માની લેવામા આવે તે. પછી વ્યવહાર બંધ હતો એમ કહેવુ જોઇએ અને સ્પર્શાસ્પર્શ–ભાવ પણ જામી ચુકયો હતો એમ માનવુ પડે પરંતુ એ સર્વ જાતિઓ પોતપોતાને રૂચિ થાય તેવો ધંધો કરી શકતા અને તેમાં કોઇનો કોઇ પ્રકારનો પ્રતિબંધ ન હતે. વળી જે જે ધંધો તેઓ કરતા તેમાં ત્રણ વર્ગના કોઇ પણ માણુસ સાથે લેવડદેવડ વિના પ્રતિબંધિજ રાખતા એમ માનવાને સબળ કારણો છે. સ્પર્શાસ્પર્શનો અર્થ અડકવું ન અડકવું એવો કરાય તે. તે પ્રમાણે આ સર્વ જાતિઓને દ્વિજ વર્ગ ન અડકતા એમ તો કોઇ સ્થળે સિદ્ધ કરાએલ નથી.

### સ્પર્શાસ્પર્શ સંબંધે ઉપસંહાર.

અધિક પ્રતીતિ માટે ઉપર નામની ટીપ આપેલ જાતિઓમાં "ગોવાળ"–ભરવાડ, "નાપિત"=હજામ "તેલિ"=ઘાચી "ધોબી," "કુંભાર" ઇત્યાદિ એવુ સિદ્ધપ્રાય સુચન કરવા સમર્થ છે કે ધંધાથી એ નામ જન્મ બતાવે છે, અને જન્મને ધંધા સાથે જોડે છે પરંતુ જે જે એ ધંધો કરનારને ઘેર પ્રજા જન્મ લે, તે તે સઘળાને તેજ ધંધો કરવો એવું સખ્ત ધારણ ન હતુ. એટલે હાલ જેવાં, "કુંભારનુ વાલંદને ખપે કે નાહ," "વાળદનું ઘાંચી અગર તેલિને ખપે કે નાહ" એવા પ્રશ્નો ખાસ તે સમયે ઉદભવતા હતા એમ તો નજ માની શકાય. ધંધો નિર્નીરાળો રહી જાતિ કે જાતિમાં સમાએલ હાલના–રોટી–બેટીના વ્યવહાર સાથે કાંઇ સંબંધ ધરાવતો ન હતો, અર્થાત તે વખતે નક્કી થએલ જડ–વસ્તુઓ પરત્વેની સ્પર્શાસ્પર્શ–ભાવના પણ આ ધંધાને ઉદ્દેશીને ઉપયોગમા લેવાતી કે નહિં, એવા પ્રશ્નનો નકારમા ઉત્તર અપાય, એવી સ્થિતિ હતી એમ માનવું યોગ્ય લાગે છે.

## પુરાણ યુગની પ્રસ્તાવના.

આ પછી પુરાણોનો યુગ જયારે આવ્યો તે વખતે વિભાજક ધર્મ વિસ્તાર પામ્યો, કુસંપે પ્રવેશ કર્યો અને ખેંચતાણ વધી. મહત્વમાં એક તરફથી માન રહ્યુ, તો બીજી તરફથી સ્વતંત્રતામાં સુખ સમાયું. બ્રાહ્મણો તથા દ્વિજ વર્ગોએ બુદ્ધ-મતમાં ઘણા જવા માંડયા એમ એક પાસો જોયું, અને બીજી પાસા ઉપર બતાવેલ પતિત-ભાવનાવાળા કર્મોને પરિણામે વર્ણ-સંકર પ્રજોપ્રાપ્ત વૃદ્ધિ પામી, તે વગેરે કારણોથી શાસ્ત્રનાં ધારણ-નિયમો બાધક વિષમ કરવા માંડયાં. અર્થાત કુસંપે ગંભીર સ્વરૂપ ધારણ કરવાનો માત્ર આરંભ કર્યો, એમ આ સમયની દશાને લેખી શકાય; કારણકે છેક મુસલમાની રાજ્ય સ્થપાયું તથા હીંદુઓનો એક હીંદુસ્થાનની પ્રજા તરીકે, છિન્નભિન્ન થઈ, અસ્તવ્યસ્ત દશાને પામી, નાશ લગભગ થયો ત્યારેજ જાતિઓનો ભેદ વધ્યો, સંકરના અતિ સંકરો બન્યા, અને માંહોમાંહે વ્યવહારો અનેક પ્રકારના તૂટયા. તેની યોગ્ય વખતે સમીક્ષા કરાશે.

## પુરાણયુગનું નિરીક્ષણ.

આધુનિક કાળમાં પ્રમાણ ભૂત ધર્મશાસ્ત્રો પુરાણયુગમાં પ્રસીદ્ધિમાં આવેલ જે ગણાય તે અથવા તે માહેનાં અમુક છે. કેટલીક સ્મૃતિ અને ધર્મશાસ્ત્રો તો ખાસ પુરાણોના યુગની પણ પછી સુધારી વધારી સમાં સરખાં કરવામાં આવ્યા એવું કેટલાક વિદ્વાનોનું મત છે, તો હવે તે બધાંનો સાર માત્ર અહીં ગ્રહણ કરવો ઉચિત છે. જાતિની વાત તો પછી પણ વર્ણ એ ગ્રંથો મુજબ અસલના ચાર મુખ્ય તે માંહે દ્વિજ ગણાતા પ્રથમના ત્રણ, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય એટલાને ધર્મશાસ્ત્ર તથા વેદના અધ્યયનનો અધિકાર અને જેવા આગળ હકો તેવાજ હકો હતા. વિષ્ણુ, યાજ્ઞ વલ્કય ઇત્યાદિ ગ્રંથકારોનું આ સંબંધ સમાનજ કથન છે. શૂદ્રના ધર્મો પણ જેવા આગળ તેવાજ લગભગ આ યુગમાં હતા એમ કહી શકાય. ધંધા સર્વે પ્રકારના વૈશ્ય તથા શુદ્રને કરવાનો પૂર્ણ અધિકાર હતો; અને ધીમે ધીમે બ્રાહ્મણ વર્ણ ઉચપદ વિરાજિત થવા લાગ્યો. ફેર માત્ર આટલોજ ગણાય. તે સિવાય ક્ષત્રિય પણ ગમે તે જાતિનો ધંધો કરવામાં ભાગ લે તેનો અવરોધ કે વાંધો ન હતો એમ લાગે છે. જાતિ વિભાગમાં જરાતરા ભેદ જોવાય

છે. દષ્ટાંત તરીકે યાજ્ઞવલ્કય સ્મૃતિ પ્રમાણે જાતિ–ભેદની ઉત્પત્તિ નીચે પ્રમાણે છે.

| પિતા. | માતા. | પ્રજા ઉપરથી જાતિ. |
|---|---|---|
| બ્રાહ્મણ. | ક્ષત્રિય. | મુર્ધા ભિષિકત. |
| ” | વૈશ્ય. | અંબષ્ઠ |
| ” | શુદ્ર. | નિષાદકેપાર્શવ |
| ક્ષત્રિય. | વૈશ્ય. | માહિષ્ય |
| ” | શુદ્ર | ઉગ્ર |
| વશ્ય. | ” | કરણ. |
| ક્ષત્રિય. | બ્રાહ્મણ | સુત. |
| વશ્ય. | ” | વદેહક |
| શુદ્ર. | ” | ચંડાલ. |
| વૈશ્ય | ક્ષત્રિય. | માગધ. |
| *શુદ્ર. | ક્ષત્રિય. | ક્ષત્રીય. |
| ” | વૈશ્ય. | આયોગવ. |
| માહિષ્ય | કરણ. | રથકાર. |

(યાજ્ઞ વલ્કય ૧,૯૧–૯૫.)

આવા ભેદ છતા યાજ્ઞવલ્કયના અભિપ્રાય પ્રમાણે નીચી જાતિઓ કર્મને બળે ઉંચી જાતિમા પ્રવેશ કરી શકે, અને એ પ્રકારના સ્વીકાર માટે ખાસ નિયમ પણ તેણે આપ્યો છે સ.રે સારાશ માત્ર એટલો કે સ્પર્શાસ્પર્શનો પ્રશ્ન અમુક અવધિ, અમુક આચાર, અમુક કારણોને અવલંબી થોડી મુદત રહે તોપણ તે દૂર થાય અને તેનો તોડ નીકળી શકે એવો ગણાતો આત્યતિક રીતે કોઇ સ્પર્શ્ય અને બીજો અસ્પર્શ્ય એવુ નહોવુ જોઇએ. જેમ ઉપલા વર્ગમા ચઢાવતે ચઢાવતે અમુક વર્ષને અંતે અમુક વિદ્યાર્થીઓની સંખ્યા “એકડે એક”ના બાળવર્ગથી મેટ્રીક, બી૦ એ૦, કે એમ૦ એ૦ ના વર્ગ સુધી પહોંચી શકે તેમાં અવરોધ કે પ્રતિબંધ જો કાંઇ હોય તો તેની પોતપોતાની લાયકીજ છે. તેવી રીતે આ વિષયમાં નીચામાં નીચી જાતિના ઉપલી જાતિમાં આવી શકે તેની

* મી૦ દત્તના અમૂલ્ય ગ્રંથ નં૦ ૨ નું પૃષ્ટ ૨૧૫ જુઓ.

યોગ્યતા માટે અમુક લક્ષણ, અમુક ગુણો, અમુક ધર્મો હોવા જોઇએ, અને તે હોય તો એકવાર અસ્પર્શ્ય તો છેક નહિ પણ પતિત જાતિનો હોવા છતાં ઉચ્ચ જાતિનાઓની સાથે સંસર્ગ, સમાગમ, રોટી-બેટી વ્યવહાર રાખવાને પાત્ર થાય, એવુ લાગે છે. (યાજ્ઞ૰ ૧-૯૬) સ્મૃતિકારોનો માંહોમાંહે જાતિ-ભેદ અર્થાત્ વર્ણ-શંકર જાતિ-ઉત્પત્તિમા મત-ભેદ છે, તોપણ સામાન્ય રીતે જે તેઓનું ધારણ છે કે જાતિ-ભેદ ચાર વર્ણના માંહોમાંહે નિષિદ્ધ અને પતિત લગ્નો થયાથી પેદા થય તે વાતમાં મનુથી પરાશર સુધી સર્વનું લગભગ એકસરખું માનવું છે અહિં પ્રસ્તુત વિષયને પુષ્ટિ માટે બીજી વિગતની અપેક્ષા પણ નથી. સ્પર્શાસ્પર્શનો ભાવ માત્ર પતિત તરીકે રોટી-બેટીના વ્યવહારના ત્યાગમાજ સમાયો હતો, અને સ્થૂલ દ્રષ્ટિનો અર્થ અડકવું, ન અડકવુ, ગામથી, અન્ય જનોથી દૂર રહેવુ, રાખવું, એ વગેરે હોય એવું અનુમાન સદ્દઢ કરી શકાતું નથી.

## સ્પર્શાસ્પર્શ ભાવની ઉત્ક્રાંતી દશા.

આ સ્થળે જરા અટકીને એટલો વિચાર કરવો આવશ્યક છે કે "સ્પર્શાસ્પર્શ" એટલે સ્થૂળ વ્યવહારમા ચામડી-ત્વક-થી અડકવું કે ન અડકવું, એ વાત પ્રયોજાતી હતી અને તેને માટે પ્રસંગ આવી ચૂકયો હતો. એટલુંજ નહિં પણ સૂક્ષ્મ સ્પર્શ, અર્થાત કાયાથી, વાણીથી અને મન એટલે વિચારથી પણ સ્પર્શ ન કરવા જેવી કેટલીક જાતિઓ ચેતન તેમજ જડ પદાર્થો માંહે અલગ થઇ જવા પામી હતી ચેતન પદાર્થો પૈકી મનુષ્ય અને હલકા પ્રાણીઓ બન્નેમાં અમુક કુતરાં ઇત્યાદિ તથા ચંડાલ ઇત્યાદિ એવા ગણાયાં હતા કે તેને અડકવાનો પ્રતિબંધ શાસ્ત્રકારોએ કરેલ હતો. જનમેજયનાસત્ર એટલે યજ્ઞ વખતે યજ્ઞ-મંડપમા યજ્ઞના ઉપસ્કરને દેવની કુતરી ગઇ અને સ્પર્શ કરી ચૂકી, તેથી તે કુતરી-અજ્ઞાત, અવાચક છતાં-માર સહન કરનાર થઇ, અને હાંકી કઢાઇ. શાસ્ત્રોમાં આવો નિષેધ તે સમય એટલે પુરાણના કાળમા હતો તે વાત તટસ્થ રીતે ગીતામાં પણ સિદ્ધ થયેલ છે, કારણકે —"શુનિ ચૈવશ્વપાકેચ પંડિતાઃ સમદર્શિનઃ" એમ કહ્યુ છે, તેનું તાત્પર્ય માત્ર એટલુંજ કે ગીતાના સમય પૂર્વેથી અન્ય પ્રાણીઓમા કુતરાં વગેરે અને મનુષ્યોમા શ્વપાક જાતિ વગેરેને અડકવાનો બાધ હશે. રોટી-બેટી વ્યવહાર તો પછી નજ રહેવો જોઇએ, એ વાત

સ્વાભાવિક છે. આવો જેઓનો અભિપ્રાય છે તેઓની તરફ સત્ય છે કે જેઓ એમજ માને છે કે સ્પર્શાસ્પર્શ ભાવ અને તત્કૃત જાતિ-ભેદ ન હતો, તેઓ તરફ સત્ય છે, એનો નિર્ણય કરવો કઠણ છે. ટુંકામા જ્યારે ગીતાનો સમય મરહુમ સાક્ષર શિરોમણિ કાશિનાથ ત્ર્યંબક તેલંગ જેવા વિદ્વાનો એ નક્કી જે કર્યો છે તે જોતાં તો સ્મૃતિના કાળથી અર્થાત મનુસ્મૃતિના સમયથી અમુક જાતિનો ભેદ "ગાય" અને "કુતરા" અને "હાથી" વગેરેમાં, અને વેદ ભણેલ બ્રાહ્મણ શ્વપાક વગેરેમા પ્રવર્તતો હોવો જોઇએ. નહીં તો એવી શિક્ષા આપી સારો માર્ગ બતાવવાની જરૂર ગીતાના કર્તાને અપેક્ષિત નથી જો એ શ્લોક "ક્ષેપક" હોય તો બીજુ કાંઇ કહેવાનુ રહેતુ નથી, પરંતુ તેમ માનવાને માટે સબળ સાધન નથી અને એ શ્લોક ક્ષેપક હોય તોપણ પુરાણોમાં તો એવા ભેદનાં અને સ્પર્શાસ્પર્શ ભાવના અનેક દૃષ્ટાંતો છે, એ તો સુપ્રસિદ્ધ વાત છે પરંતુ તે માંહેનાં અહિં નિરર્થક કાલક્ષેપ થવા દ્રષ્ટાંતો આપવાની અગત્ય નથી. તો એટલું માની લેવા યોગ્ય છે કે પુરાણ યુગથી આ ભાવ પ્રકટ સારી રીતે થયો.

## પુરાણ પછીના યુગની સ્થિતિ.

પુરણાનતર-યુગ એટલે પુરાણ પછીના સમય (Post-Puranic Times) માં જોઇશું તો સહજ ધ્યાનમા વાત આવશે કે મુસલમાની રાજ્યનો ધ્વજ હિંદુસ્થાનમાં ફરકવા લાગ્યો, અને ઘણે સ્થળે પ્રસર્યો. આ સમયને વિદ્વાન વર્ગ ઇ૰ સ૰ ૩૦૦ થી ૧૦૦૦ સુધી અને તે ઉપરાતના સમય કે જેને હિંદુસ્થાનની તવારીખની અંધારી તવારીખનો યુગ એમ ઓળખે છે, તે સુદ્ધાંતનો લેખવાનો છે. કાવ્યો અને નાટકો સંસ્કૃતના આ યુગમા થયાં વેદાંત અને ન્યાય વગેરેનાં મધ્ય-યુગનાં કિલષ્ટ લખાણો પણ આ યુગમાં થયાં. લખવામા ક્લેશ તે માત્ર વિચાર ક્લેશનુ સહજ કાર્ય છે વિચાર ક્લેશ તે માત્ર ઉપાધિ ક્લેશથી જન્મ પામે છે અને ઉપાધિ ક્લેશ માંહોમાંહેના કુસંપથી પેદા થયો, એમ એક અવાજે માન્યતા રહી છે. તો હવે કુસંપ પ્રવેશ કરી ચૂક્યો, અને તે એટલે દરજ્જે કે બહારના રાજાએ જીત મેળવી, દેશ પરવશ થયો, ત્યારે જાતિ-ભેદ પુષ્કળ પ્રસરી રહેલ હોવો જોઇએ એ માન્યતા નિર્બાદ્ધિત ઠરે છે સ્પર્શાસ્પર્શનું અતિશય ગંભીર તેમ ભયંકર સ્વરૂપ પ્રકાશમા આવ્યું હોવું જોઇએ,

અને છિન્નભિન્ન થઇ ગયેલા અસ્તવ્યસ્ત દશાને પામેલા હિંદવાસીઓને સ્વધર્મ પાળતા વિષમ વેદનાને શરણ થવું પડતું તેવા સમયે સામી પાસા ધર્મનુ જોર વધારવા, ધર્મનો પાયો સુદ્રઢ કરવા, અને પોતાની સ્થિતિ બહિ સૃષ્ટિમા ભયંકર હોવા છતાં, અભ્યંતરમાં ધર્મ–મર્મ ન છોડતાં, દેશ–ભક્તિ, જાતિ મમત્વ, આચાર આસક્તિ વગેરેનુ પરિપાલન માત્ર પરિશીલનમાંજ સમાયું છે, એવી ઉચ્ચ અને દ્રઢ ભાવનાથી વર્તન કરવા જતાં, જાતિબંધનો બાધક સખ્ત કર્યા, નર્મદાશંકરે પોતાની કટાક્ષ વાણીમાં સરખાવેલ "જ્ઞાતિનુ બંધન ધૂમાતુ ઈંધન," ખરૂ વચન થઇ પડે એવા ધારા ધોરણોને પ્રચાર કરાવ્યા હોય તો તે નવઇ જેવુ નથી

ગીઝની મહમદે દેશની આબાદીનો ઘણો અંશે પોતાની ચઢાઇ વગેરેથી નાશ કર્યો. એલ્બેરૂની* આ સમયનો વૃત્તાંત આપે છે તે મુજબ જોતાં લાગે છે કે –"હિંદવાસીઓના શાસ્ત્ર, સાહિત્ય ઇત્યાદિ પછાત પડી ગયાં અને કેટલાક તો તદ્દન નાશ પામ્યા, અને લોકો પણ અહિંથી તહિં નાશ–ભાગ કરવામાંજ રોકાતા" એક પાસા આવી દશા ચાલી રહી, બીજી પાસા હિંદુઓ પણ એલ્બેરૂનીના કહેવા પ્રમાણે છેક એકલશૂરા, હિંદુસ્થાનની બહારની દુનીઆનું ભાન તેઓ ન ધરાવનારા જે પોતે સારી રીતે જાણતા હોય તેની વિદ્યા પણ કોઇને ન જણાવવી એવી ખોટી ટેક રાખનારા, અને જાતિ જાતિ કે જાતિથી અન્ય જાતિ એકબીજાને સ્વચ્છ નિખાલસ હૃદયથી જ્ઞાન કે બોધ ન કરાવે તો બીજાને તો શેનાજ કરાવે, એવા પ્રકારના હતા. રાજકીય પડતી તેઓની થઇ ચૂકી. વિક્રમાદિત્યે છઠ્ઠા શતકમાં સ્થાપેલ રાજ્ય છિન્નભિન્ન થઇ ગયુ, અને નાના નાના રાજાઓ સ્વતંત્ર બની, કુસંપમા રહી, માંહોમાંહે લડવામાંજ અભિમાન ધરાવતા. વૈશ્ય–અર્થાત્ સામાન્ય પ્રજાવર્ગ, લોક–સમસ્ત ધીમે ધીમે અધોગતિ પામતો પામતો શૂદ્રની પંક્તિમાં આવી ભળવા લાગ્યો, અને વૈશ્ય-શૂદ્રમાં બહુ ભેદ રહ્યો ન હતો એમ પણ એલ્બેરૂનીનું માનવું છે. વૈશ્યને ધર્મનું જ્ઞાન ધરાવવા દેવામાં આવતું નહીં તે આનું કારણ કે કાર્ય એ ગમે તેમ હો, પણ બ્રાહ્મણ અને ક્ષત્રિય વર્ગને એ અધ્યયનનો અધિકાર રહ્યો અને બીજા બે વર્ગોને એ અધિકારથી ભ્રષ્ટ કર્યા, અને એ વાતને પરિણામે વૈશ્ય કે શૂદ્ર જ્યારે વેદનું અધ્યયન કે પઠન કરતો પકડાય ત્યારે તે

* માત્ર ટુંકામાં સાર આપ્યો છે. શબ્દે શબ્દ ઉતારો કર્યો નથી.

શિક્ષાને પાત્ર થતો, તે એટલે સુધી કે તેની જીભ કાપી નાંખવામા આવતી. અર્થાત્ બ્રાહ્મણોનું જોર જે વધવા માંડયું હતું તે અધીક વધી ગયું અને પોતા શિવાય બીજા સર્વ અધમ છે, દાસત્વને પાત્ર છે, પરવશ રહી વર્તન કરવાને યોગ્ય છે, એવી ગણુના કરાવતા થયા આ યુગના છેલ્લા ભાગમાં તો ક્ષત્રિયો પણ કુસંપને લીધે દુર્બળ સ્થિતિમાં આવી પડયા, અને ધર્મ એકલો સર્વેનું અવલમ્બન છેવટ સુધી ટકી રહેવા પામ્યો, તેથી બ્રાહ્મણોને આધીન સર્વ વર્ણો સર્વ જાતિઓ અને સર્વે પંકિતઓ આવી રહી. આ સમયમાં ક્ષત્રિય જાતિ પતિત થઇ, સ્વસ્થાનથી ભ્રષ્ટ બની અને બીજી કોમોમાં તેનો અમુક સમુદાય ભળી ગયો. એલ્બેરૂનીના કહેવા મુજબ તો શુદ્રથી અધમ જાતિઓ નીચે પ્રમાણે છે - આઠ અંત્યજ જ્ઞાતિઓ — (૧)મોચી, (૨)વાસફોડા, (૩)ઢાલ બનાવનાર, (૪)ખલાસી, (૫)માછીમાર, (૬)વણકર, (૭)જંગલી પ્રાણીનો શિકાર કરનાર આ આઠથી હલકી જ્ઞાતિઓ — હારિ, ડોમ, અને ચંડાળ એવી ત્રણ ગણાઇ છે.

## દોહન.

આ પ્રમાણે યથાસ્થિત "ઐતિહાસિક દિગ્દર્શન" કરાવ્યા પછી પ્રાચીન, વચલા તથા અર્વાચિન ત્રણ કાળની સ્થિતિની સરખામણી કરવી ઘટે, છતાં તે વાત દૂર રાખી હાલ તો પ્રથમ ઉપસંહાર રૂપે યત્ન પરાવર્તન કરવાનું અનુકૂળ લાગે છે—વેદનો કાળ જે સર્વ સ્થળે ટુંકામા પ્રકૃતિના પદાર્થોનીજ પુજા કરવામા રોકાએલ હતો જે સમયમા કુદરતમાં જોવાતા અનુભવાતા દેખાવોમા ચમત્કારને કારણે પ્રેમ—ભય ઉત્પન્ન થઇ, તેમનાથીજ રક્ષણ મગાતું હતુ તે વખતે જીવ—જીવથી બ્હીને કે સ્નેહ ભાવને લીધે કે બન્ને કારણોથી, બને તેટલી આશ્રય ધારણ કરવા તરફ પ્રયાસ કરતા. તો તેવે વખતે જાતિ—ભાવ નજ હોય, અને હોય તો માત્ર મિત્ર, અમિત્ર એવા વિભાગ માત્ર સંભવે છે. અને અમિત્ર એટલે શત્રુથી દૂર નાસવુ, તેઓનો સ્પર્શ ન કરવો એવો અર્થ રહેતો હોય તોપણ તે માંહોમાહેની જાતિ કે જ્ઞાતિના વિભાગો થયા હતા અને તેથી એમ બન્યું એવી રીતે ન મનાય વેદાંત—ઉપનિષદ્ વિગેરે ષડ્દર્શનના સમયમાં જ્યારે અદ્વૈત પ્રતિપાદન કરવા પ્રયાસ થાય ત્યારે તો દ્વૈતી ભાવજ ધીક્કાર નુ સ્થાન બને એ સ્વાભાવીક મનાય માટે તે યુગમાં પણ સ્પર્શાસ્પર્શ ભાવ ન રહે અને ઉપર બતાવ્યા મુજબ એ ભાવનો જન્મ પુરાણનાં સમયથી થયો એ નજબી છે.

## ઉપસંહાર

"સ્પર્શાસ્પર્શ"–અડકવું કે ન અડકવું અડકવું અને અભડાવું માટે ન અડકવું ને ન અભડાવું એ અર્થ પ્રથમ આરંભ સ્થાનમા દર્શાવ્યા મુજબ ચામડીના સ્પર્શની વાત કરે છે, એમ સમજાય. એટલે સ્થૂળ બહારની ઈંદ્રિયોનો વ્યવહાર તેમની સાથેન રાખવો, એ આશય થયો કહેવાય. બહારનો વ્યવહાર નજ અડકવા રૂપી–પ્રચલિત થાય ત્યારે રોટી–બેટી વ્યવહાર બંધ પડે તેમાં આશ્ચર્ય જેવું નથી, પરંતુ હવે આ સ્થળે આમ બહારનો વ્યવહાર બંધ પડવાનું કારણ શું ? એ પ્રશ્ન ઉદ્ભવે છે આપણે ઉપર જોઇ ગયા કે સ્મૃતિના સમયમાં અને જરાતરા શ્રૌત સૂત્રોના સમયમા પણ વર્ણ સંકર પ્રજા ઉત્પન્ન થયાથી અમુક જાતિના પવિત–લોહી વિકારથી અસ્વચ્છ, અશુદ્ધ અને ધર્મ્ય કાર્યમા અપવિત્ર મનાવા લાગ્યા; અને ધીમે ધીમે અધિક અંશે, આચાર–વિચાર ફેરફાર થવાથી, અપવિત્ર બનતા ગયા; તેવે કારણે ઉપલા વર્ગના નેતાઓએ પોતાના વર્ગને ઉચ્ચ પદ ધારણ કરાવ્યુ; બંને વચ્ચે અધિક અંતર કરવામાં યત્ન કર્યા, અને આચાર ધર્મ વિધિ વિગેરેનો અધિકાર તેઓનો બંધ કરી તેઓના તરફ ધિક્કારની દ્રષ્ટિ વધતી થવા માંડી. આમ થવામાં અમુક દરજ્જે કારણભૂત બુદ્ધ મત આરંભ કાળમા, અને મુસલમાની રાજ્ય પછીના કાળમા, એમ લેખી શકાય. વેદ અને વેદોક્ત સંસ્કાર તથા બીજા સ્મૃતિ પુરાણ વગેરે શાસ્ત્રોનું માહાત્મ્ય વધતું ચાલ્યું, અને જેમ જેમ સામી બાજુનુ જોર વધ્યુ, તેમ તેમ બ્રાહ્મણોએ પોતાના ધર્મ અને કર્મનુ મમત્વ વધાર્યું, પોતાના આચાર–વિચાર, વિધિ–રીતિ, સંપ્રદાય કૃત્યદિમા અધિક શક્તિ છે એમ નક્કી ઠસાવ્યુ, તેની સાથે જે તે પ્રમાણે વર્તન ન રાખે તેઓ અશુદ્ધ પ્રતિત, "અસ્પર્શ્ય" એમ સિદ્ધ કરાવવા પ્રયાસ કર્યા આમા પણ અવધિ મૂકેલ હોવી જોઇએ. ધર્મ કર્મ વગેરેમા અત્યંત જેનુ જ્ઞાન ન હોય તેવી જાતિઓને માટે "અસ્પર્શ્ય"–ત્વ–રાખવામાં આવ્યુ હશે. જેવા કે ઉપર ગણાવેલ ચંડાળ વગેરે અંત્યજ વર્ણો. હવે "આ વિષય સંબંધી વિચારનુ અસ્તિત્વ" અન્યત્ર કેવી રીતે તથા કેવા સંયોગોમા હતુ તેનુ ટુંકામાં દિગ્દર્શન કરવું અપેક્ષિત છે.

### પશ્ચિમમાં જ્ઞાતિનું સ્વરૂપ, અને સ્પર્શાસ્પર્શનો ભાવ.

જેમ વેદના સમયમા જાતિ કે જ્ઞાતિનો અર્થ બીજો કાઇ ન હતો

પણ અમુક કુટુંબ, બીજી અવસ્થામા અમુક ગોત્ર, અમુક પ્રવર, ઇત્યાદિ જુદા જુદા લક્ષણો જુદા જુદા યુગોમાં હતા, તેવી રીતે અમુક અંશે પાશ્ચાત્ય દેશોમા પણ જોવામાં આવે છે સ્પર્શાસ્પર્શનો ભાવ પાશ્ચાત્ય દેશોમાં હિંદુસ્થાનની જેવો જોવાય, તેમાં સંભવ ઘણોજ ઓછો છે. પશ્ચિમની ભાષામાં પણ જાતિ—caste—એ ફિરંગી ભાષાનો શબ્દ હોઇ તેનો અર્થ પણ "વર્ણ" ને મળતો અમુક અંશે છે, તો ઘણે ભાગે વળી "કુળ," "ગોત્ર," "પ્રવર" ઇત્યાદીને મળતો પણ છે, એમ માની લેવાય. પાલગ્રેવના "અંગ્રેજી રાજ્ય બંધારણના ઉદય તથા ઉન્નતિ"ના ઇતિહાસમા લખેલ વચનાનુસાર અંગ્રેજોમા અર્થાત્ ઈંગ્લાંડ તળમા રોમના રાજ્યની અસર હોવાને પરિણામે ધંધાદારીઓ—કારીગરો—ના સમુદાયને "જાતિ" કે "વર્ણ" એ નામથી ઓળખવામા* આવતુ, તેમા પછી અમુક સ્પર્શ્ય કે અમુક અસ્પર્શ્ય એવો ભાવ જન્મ પામેલ નથી એમ માન્યતા છે, અને અડકવુ ન અડકવુ એટલે ત્વક્—ચામડી—ઈંદ્રિયથી દરેક વ્યવહારને વખતે નજ અડકવુ એવી રીતિ કોઇ સ્થળે પ્રવર્તન કરી રહી હોય એમ ન મનાય. એમ હતુ ખરૂ કે પિતાનો ધંધોજ પુત્ર કરે, અને એજ સમુદાયમાં લગ્ન કરવુ જોઇએ એટલે "બેટી"—વ્યવહારમા પ્રતિબંધ હતો એ વાત સ્વીકારવી પડે છે આ ધંધાદારીઓની સમુદાય—શાળા તે વેદના સમયના પરાશર—ગોત્ર, વસિષ્ઠ ગોત્ર, આપસ્તંબ—ગોત્ર વગેરેની સાથે સાદ્રશ્ય ભાવ ધરાવે છે, અને હાલના વિલાયતના Guilds ધંધાદારીઓનો વ્યવસ્થિત—સમાજોની પૂર્વ વર્તીની તે હતી, એમ સિદ્ધ થયેલ છે. હિંદુસ્થાનની "જાતિ"—"જ્ઞાતિ"—"વર્ણ"—વગેરે સાથે ઘણો અંતર હતો એ પણ સહજ સમજી શકાય એવુ છે. પરંતુ "બેટી"—વ્યવહાર માટે તેઓ ઘણા ચુસ્ત રહેતા, એ વાત સ્પષ્ટ રીતે એટલુ મચવવા સમર્થ છે કે, લોહી—પતિતતા એટલે વર્ણ ભ્રષ્ટતા નજ આવવી જોઇએ. જો આમ હતું તો વેદના સમયમા અને ઉપનિષદોના સમયમા પ્રચલિત રીતિનો વ્યવહાર અમુક અંશે થતો હોય એમ માનતા બાધ ન ગણાય. ધંધામા પતિતપણું અમુક દરજજે ગણાતું હોય તોપણ તેને "બેટી" વ્યવહાર સાથે માત્ર થોડો સંબંધ હતો, કારણકે જે ધંધો એકસરખો કર

* "એન્સાઇક્લોપીડીઆ બ્રીટેનીકા" વોલ્યુમ—ગ્રંથ ૫—પૃષ્ઠ ૧૮૬.

ના હોય તેવુંજ એક કુળ કે તેનોજ એક વર્ગ એમ ગણાય. અને તેઓ નેજ માંહોમાંહે પરણવાનો અધિકાર ધંધામાંથી બહાર ગયો કે છૂટો, પછી તેવો માણસ ગમે તે વર્ગમાં લગ્ન કરે. જે સમયે "સેકસન" લોકો ઈગ્લાંડમા જીત કરી વસ્યા તે સમયે એવાં તડા, એવા ધધા-વર્ગો, કુળ-વિભાગો દૂર થઈ જઈ સમુદાય અવિભાજીત અધિક અંશે બન્યા, અને તે વખતથી એવો "બેટી"-વ્યવહારનો વાધો થોડોજ રહ્યો.

## જર્મનીને ઉદ્દેશીને.

જર્મનીમાં જોઈશું તો સહજ ભાન થશે કે તે પ્રજામા આવો વિભાગ અધિક ચોખ્ખો હતો. તેઓમાં જ્યારે ક્ષત્રિય-ભાવ-વીરશાલી કર્મો-જ પ્રવર્તતાં હતા ત્યારે તડાં એટલા બધાં હતાં, અને વિભાગ એવો સ્પષ્ટ હતો કે જેટલાં લડવૈયાના મડળો કે સમુદાયો તેટલા તડાં કે વિભાગો જન-સમાજમાં હતા એમ મનાય છે. એ તડાંમા પણ રોટીનો તો એટલે દરજ્જે નહિં, પણ બેટીનો વ્યવહાર રહે તો નહિ, અને લોહીનુ પરિણામ અર્થાત્ લોહીનો વિકાર કોઈ રીતે અન્ય તડા સાથે સંબંધ રાખીને થવા દેતા નહિ અને એટલે અંશે સ્પર્શ્ય અમુક અને અસ્પર્શ્ય અમુક તે પ્રકારની વ્યવસ્થા સ્વીકારતા હતા શમણ્ય (જર્મની) દેશમાં પણ બ્રાહ્મણ અને ક્ષત્રિય એવા બે વર્ગ તો અવિશકનીય હતા એમ મનાય છે, અને "બ્યુર્ગર સ્ટેન્ડ" નામક "વૈશ્ય" વર્ગ હતો.

## પીરૂને સંબધે

વળી ધધાઓ પણ ઘણાખરા દેશોમાં, અમુક કાળમા એટલે તે તે દેશોના સુધારાના અમુક યુગમા વંશપરંપરાથી સ્થાપિત હોવા જોઈએ, એવી ઘણા વિદ્વાનોની માન્યતા છે. પીરૂનો ઇતિહાસકાર પ્રેસ્કોટ એવું સિદ્ધ કરે છે કે અનેક ધંધાનું જ્ઞાન ભલે દરેક માણસ લે, અને પીરૂમાં એવો નિયમ પણ અમુક કાળે હતો કે પ્રત્યેક વ્યક્તિ ગમે તેટલા ધંધાની માહેતી મેળવે, પરતુ તે તે ધધામાં ખાસ શિક્ષણ મેળવેલ એવા ચાતુર્ય ધરાવનાર અમુક શખ્સો હતા કે જે તવગર વર્ગની ખામી, રૂચી અને સગવડ પૂરી પાડવામાંજ રોકાતા. અર્થાત્ આવા ધંધા તથા તેવા ધંધાનું ચાતુર્ય, કળા-શક્તિ વગેરે તો બાપથી દીકરામાંજ ઉતરે, એટલે કે

"આઘે ઉતરે" એમજ બનતું અને તેટલે દરજ્જે પ્રેસ્કોટના અભિપ્રાય પ્રમાણે તો હિંદુસ્થાન કે ઇજીપ્તના જેવા સખ્ત કાયદા જ્ઞાતિનાં બંધનો માટે પીરૂમાં હતાં એમ સમજી લેવું.

## અમેરિકાના બીજા દેશોનું નિરૂપણ.

ઝ્યુરીચ એવું લખે છે કેઃ-મેક્સીકોમાં એવો રીવાજ હતો કે વારસામાં પ્રાપ્ત કરેલ જો હક હોય તોજ અમુક ધંધો અમુક માણસથી કરી શકાય, અગર તેમ ન હોય છતાં કરવો હોય તો તે પ્રમાણે સર્વ જન-સમાજ સમક્ષ જાહેર કરવું જોઇએ, અને જો રજા-પરવાનગી મળે તોજ તે ધંધો કરી શકાય, એવી સ્થિતિ એક વખતે હતી. ફીજીના ટાપુઓમાં સુતારોની એટલે લાકડાં સાથે કામ કરનારાઓની અલગ (અસ્પર્શ્ય ?) જ્ઞાતિ છે એવી ગણના કરવામાં આવતી ટાગા ટાપુમાં શરીર-ચિત્રકાર, હજામ, અને ગદા-આયુદ્ધ-કોતરનાર સિવાય સર્વે ધંધા આઘે ઉતરેલ એટલે વંશપરંપરાથી પ્રાપ્ત થતા ગણાતા. આનો અર્થ એવો કદાપિ થઇ શકે કે હજામ વગેરે ત્રણ જાતિઓ હલકી ગણાતી, અને એટલે દરજ્જે અલગ (અસ્પર્શ્ય ?) રહેતી હોવી જોઇએ એટલું તો નક્કી સમજવાનું કે જો પિતા અમુક ધંધો પોતાના પુત્રને શિખવે તો કાંઇપણ મન કે શરીર ચોર્યા વિના સ્વચ્છ-શુદ્ધ-અંત:કરણથી તે ધંધો અનામત રીતે શિખવાય; અને જ્યારે એવા શિક્ષણને માટે જાહેર શાળાનું અસ્તિત્વ ન હોય ત્યારે તો અવશ્ય આ રીવાજ લાભકારક છેજ, પરંતુ પિતા પુત્રને શિખવે, પણ બીજા કુળ કે બીજા તડાંનો એટલે બીજો ધંધો કરનારનો પુત્ર એજ હુન્નર કે એજ કળા એજ પિતા પાસે શિખવા આવે ત્યારે જો ન શિખવે તો આ અમુક અંશમા "અસ્પર્શ્ય" ગણી વર્તન કરાયું એમ માની લેવાય. સુતારનો પુત્ર કડીઆ કે વણકરના ધંધાના જાણીતા માણસ પાસે જઇ શિખવા માગે અને તેને તે ન શિખવે તો તેટલે દરજ્જે તે "અસ્પર્શ્ય" સમજીને, અગર ઇર્ષાની કે ધિક્કારની લાગણીને લીધે હોય, એમ કોઇ કોઇ સ્થળે માન્યતા ધરાવાય તો બહુ બાધ લગાડવા જેવું નહિં ગણાય.

## સ્પર્શાસ્પર્શનું મૂળ.

અમુક ધંધો અમુક કરે એ અવરોધ-દશા, એજ બંધન તથા પ્રતિબંધનું મૂળ, એજ કુસંપ તથા અલગ-પૃથગ્-ભાવનું કારણ, એજ છેવ

ટે દૂરત્વ, સ્પર્શાસ્પર્શ ભાવને પ્રકટ કરનાર સ્વરૂપ ગણાય. અર્થ-શાસ્ત્રને ધોરણે પણ પિતા પુત્રને પોતાનો ધંધો શિખવે તેમાં બેવડો લાભ છે, કારણકે પિતાને ઓછે ભાવે સહાય થાય છે અને પુત્રને થોડે ખર્ચે શિક્ષણ મળે છે, ઉપરાંત ધંધાદાર તરીકે પિતાનું નામ તથા ઠામ જે પ્રસિદ્ધિમાં આવ્યું હોય તે પુત્રના ધંધાને અમુક રીતે ઉન્નત્તિની અવસ્થામાં લાવવા સમર્થ છે, એ પણ ધ્યાનમાં રાખવાની વાત છે; પરંતુ આવો લાભ છે તો હાનિ પણ ઓછી નથીઃ-ધંધો ન શિખવવાને પરિણામે ઘણી દુષ્ટ અગર હલકી લાગણીઓ માંહોમાંહે પેદા થવાનો અવકાશ રહે છે, અને ધંધા વ્યવહારને બીજે પગથીએ અન્ય પ્રકારનો વ્યવહાર પણ ધીમે ધીમે બંધ પડીને છેવટે નિરાળાં તડાં ગોઠવાઈ રહે છે.

## આર્થીક તથા નૈતિક અવલોકન.

લાભ-હાનિ પ્રત્યેક બંધારણમાં હોય છે, જનસમુદાયમાં ધંધા અનેક સંભવે છે તેમાં કોઈ ઉંચો ને કોઈ નીચો એમ જે વિભાગ થઈ શકે તેમા મુખ્ય આધાર ધધાની અપેક્ષિત તથા આવશ્યક સામગ્રી ઉપર ઘણે અશે રહેલ હોય છે. ધંધો અમુક ઉંચો મનાયો તેનું કારણ સ્વાર્થી તેમ સ્વચ્છંદી મનની વૃત્તિજ છે, તે ઉપરાંત અમુક અંશે ધીમે ધીમે ધંધાના ઉપકરણો પણ તેને માટે જવાબદાર ગણી શકાય. ધંધાના અંગમા સ્વાર્થ અધિક અશે સમાયો છે, અને સ્વાર્થ જો અન્ય વ્યવહાર સંબંધે પ્રધાન પદ પામે, તો પછી ધંધો ઇષ્ટ-સાધન કરનાર કોઈ અલૌકિક પ્રભાવવાન મનાય, અને તેજ પવિત્ર પૂજનીય એટલે દરજ્જે બને કે બીજા લોકો અર્થાત્ બીજા ધંધાદારો તેના સરખાવટમાં નીચા દરજ્જાના તેમ અપવિત્ર મનાયા જાય, એવી દશા આવી રહે. હિંદુસ્થાનમા પ્રથમાવસ્થામાં જ્યારે બ્રાહ્મણના ધંધાનું એટલુ બધું માન ન હતું પણ માત્ર એક આવશ્યક, નૈસર્ગીક, ધર્મ્ય-કાર્ય તરીકે તેઓનું કર્તવ્ય લેખાતું, ત્યારે તેઓનો ધધો ક્ષત્રિય-વૈશ્ય શિખી શકતા, પરંતુ જેમ જેમ તેઓનો "સ્વાર્થ"-વિસ્તારવાળા અર્થમાં તથા અર્થશાસ્ત્રના લક્ષણ મુજબ-પ્રબળ બની પ્રાધાન્યે આવી રહ્યો, ત્યારે ધીમે ધીમે વૈશ્યને તે ધંધામાથી નીષ્કાસિત કર્યા, એટલુંજ નહિ, પરંતુ ઉપર જોયા મુજબ ક્ષત્રિયોને પણ એજ વર્તનથી પતિત ગણી, અધોગતિને પમાડયા. Expert Skill, Efficient Labour-અ

ત્યુત્તમ પ્રકારનું ચાતુર્ય ધંધા કરવામા વપરાય તે માત્ર ત્યારે બને કે જો એકજ ધંધા બાપદાદેથી ઉતરતો આવે અને જન્મપર્યંત તેમા અમુક વ્યક્તિ મચી રહે, તોજ બને, આ વાતને પણ સત્ય માની, તેના ટકા અમુક મૂકી, આગળ વધીએ તો જણાશે કે એ વાત સ્વીકાર કરવી જોઇએ, અને ખરી છે, એ સ્વીકાર્યું તોપણ અનેક નજર પડવાથી ધંધાનું ખરૂં રહસ્ય પ્રકટ થાય તેવું ગુપ્ત રાખે અગર અમુક વ્યક્તિઓનાજ હાથમા રાખે એ રહસ્ય ખુલ્લુ થઇ ન શકે, એ વાત અર્વાચીન-વીશમી સદીના કાળમાં તો નિર્વાવાદિત માનવી જોઇએ. પરંતુ આર્થીક ધારણે અહિં કાંઇ નિર્ણય કરવાનું પ્રયોજન નથી. માટે એટલુંજ કહેવું પ્રાપ્ત થાય છે કે ધંધા પૃથગ્ભાવ પેદા કરે છે, ધધા છેવટે કુસંપને જન્મ આપે છે, અને ધધા આવી રીતિ ને ધારણો સ્વીકારતે સ્વીકારતે છેવટે "સ્પર્શાસ્પર્શ"-ભાવ પણ ઉત્પન્ન કરે તો આશ્ચર્ય નથી.

## આદ્રશ્ય ભાવ.

વળી બીજી વાત એ કે ધધાની બહાર પોતાની ઇચ્છાથી પ્રમાદિત રીતે ચાલ્યો જાય તે નિષ્કાસિત બને તથા બીજી શિક્ષા કે દંડને પાત્ર થઇ રહે. એટલે આયાત નિષ્કાસ બનેનો પ્રતિબધ થયો. પૂર્ણ રીતે ધધાદારોનુ મડળ બીજા મડળથી અલગ બની જાય. આમજ હોય તો પછી જ્ઞાતિ-બધન, જાતિ-વિભાગ, વર્ણ-વ્યવસ્થા વગેરેમા ને ધધા-વિભાગમા શો ભેદ ? વસ્તુત કાંઇજ નહિ; નામ જુદું, કામ એકજ.

દ્રષ્ટાંત તરીકે જ્ઞાતિ શબ્દને બદલે મડળ શબ્દ પ્રચલિત બને અને એમ બધન આવી લાગે કે અમુક વ્યક્તિ-સમૂહના સર્વ વૈદિ-કર્મો અમુક કુળમાં કે ગોત્રમા ઉત્પન્ન થયેલ વ્યક્તિઓજ કરવાને પાત્રતા ધરાવે છે તથા પવિત ગણાય છે; અથવા અમુક દેવતાની પૂજા વગેરે ક્રિયા અમુક ગોર તથા તેનુ કુટુબજ કરવા યોગ્ય છે, અને પછી તે ધંધા વશપરંપરાનો બની રહે, તો આ જ્ઞાતિનુંજ સ્વરૂપ અને સ્પર્શાસ્પર્શની ભાવનાનું શુદ્ધ, શુભ્ર, સ્વચ્છ મૂળ છે એમ માન્યા વિના ચાલતું નથી. "બ્રેહોન્સ" કે "બાર્ડ્ઝ" એટલે કાંઇક દરજ્જે વદિજન કે ભાટ ચારણ-વર્ગના પૂર્વજોનો વર્ગ એવો અર્ધ-મધ્ય વર્ગ ગણાયો હતો, અને પવિત્ર-અપવિત્ર એવો પ્રકટ ભાવ તેને અંગે પ્રજા વર્ગમાં આવી રહ્યો હતો. વળી પીરૂમાં સૂર્યના

પૂજા કરનારાઓ ( કયુઝકોમ ) પોતાના ધ ધાને આવી રીતે વંશપરંપરા નો કરી મૂકી આવાં બંધો-પ્રતિબંધો તેની આસપાસ રચી રહ્યા હતા.

## વિભાગ-વિભાજનમાં ભેદ અને તેનો સાર.

કોઇક સ્થળે વળી જોઇશું તો રાજકીય બંધારણને લીધે સમાજનાં વિભાજક લક્ષણોને કારણે "બેટી"-વ્યવહાર છૂટથી સર્વ-સમુદાયમાં થઇ શકતો ન હતો; તેનું દ્રષ્ટાંત રોમના ઉમરાવો અને સામાન્ય લોકો-ને Patricians Plebeians ટુંકામા વિભાજક ધર્મ ગમે તે, અને ગમે તે પ્રકારથી સખ્ત કે ઢીલો ઉપયોગમા રહ્યો હોય, પરંતુ વિભાગો લગભગ સર્વે દેશોમા હતા એમ માની શકાય. લોકો જ્યા જ્યા જન-સમાજ થઇ હતી, થતી હતી, ત્યાં ત્યા એકજ સમાજ કે એકજ મંડળની વ્યક્તિઓ તરીકે સર્વ પ્રકારના વ્યવહારમાં વર્તન ચલાવતી એમ તો બન્યું નથીજ, અને બનવા સંભવ પ્રાકૃતિક ધોરણે નથી એમ કહી શકાય. ફેર માત્ર અંશનો અને અવસ્થાનો હોઇ શકે કે જેની સાથે આપણે તેમ સર્વ-બંધારણો, સર્વ માનુષીય-વ્યવસ્થાઓ સંબંધિ જ્ઞાન મેળવનારને મુખ્ય પ્રયોજન છે. અનૈકાતિક કે આત્યતિક રીતે જગતમા કશું સારૂં કે માઠું થઇ શકતું નથી. પ્રત્યેક વસ્તુ કે વસ્તુ ધર્મને બે કોટિઓ હોયજ હોય ત્યારે તેમાથી સારાની કોટિની ઉત્કૃષ્ટતા સિદ્ધ સબળ રીટે થાય તે વસ્તુ કે વસ્તુ-ધર્મ સારો. અને તે સિવાયનો ટીકાપાત્ર બને. મનુષ્ય પ્રકૃતિ બદલી શકાતી નથી. પૂર્વમા જે મનુષ્યનો "અસાધારણ ધર્મ" તેજ પશ્ચિમમાં તેજ ઉત્તરમાં અને તેજ સર્વ દિશામા રહે છેજ. માટે કદાપિ વિભાગો સર્વત્ર હતા એમ માનીએ તોપણ પ્રસ્તુત વિષયમા પ્રસંગ અને પ્રયોજન માત્ર એટલુંજ છે કે મનુષ્યે મનુષ્ય અધિક અંશે તિરસ્કારવૃત્તિથી કયા દેશમાં અને કયા કાળમા જોયા અને તદનુસાર વર્તન ચલાવ્યુ, એજ નિરૂપણ કરવું જરૂરનું છે. જ્યારે તિરસ્કારની વૃત્તિ થઇ ત્યારે ત એટલેજ અટકી, કે તેમાંથી આગળ વૃદ્ધિ પામી, ઉત્કટ, ભયંકર સ્વરૂપ ધારણ કરી, અંત.કરણનો તિરસ્કાર તે બહારના તિરસ્કારમા બદલાઇ જઇ, રૂપાંતર તરીકે બહારનો માણસ માણસમાં સ્પર્શ કરવો પણ બંધ કરી રહ્યા, એટલે સુધી વાત આવી રહી.

## બીજો ભેદ હોવા છતાં "બેટી"-વ્યવહાર એ સામાન્ય ધર્મ.

વળી રાજકીય બંધારણને લીધે જે જે વિભાગો થતા તેના વર્તનમાં

અમુક રીતી આસન હતો એમ પણ નહિં. કોઇક સ્થળે એવું હતું કે હલકા અગર સામાન્ય સમુદાયના વર્ગો ઉપર "કરો" લેવાતા, પૂર્વના દેશોના સંપ્રદાયની માફક "વેરો" કે "વેઠો" લેવાતાં, અને અધમ સ્થિતિમાં તેઓ લાવી મૂકાતા દાખલા તરીકે બીજી રીતે પશ્ચિમમાં જોઇશું તો "બ્વાટે માળા"માં એવો ખાસ કાયદો જ હતો કે જો કોઇ ઉમરાવના કુટુંબમાંથી કોઇ નીચા સામાન્ય જનસમુદાયના વર્ગોની સાથે લગ્ન કરે તો તેને "પતિત" માનવો અને તે ઉપરાંત કર, વેરો, વેઠ એ બધાનો સહન કરનાર તેને થવું પડતુ. "બેટી"-વ્યવહાર બંધ હતો, લોહી-વિકાર થતાં પતિત-ભાવને પામત, આભ્યંતરીય-સ્પર્શ ન કરાતો અને તેને કારણે અમુક અર્થમાં, અમુક હદમા સ્પર્શાસ્પર્શ-ભાવ આવી રહે તો. તેને પોતાના કુટુંબમાંથી વારસો મળવાનો હક ખોવો પડતો. અને વારસો મળેલ હોય તો તે વારસો રાજાને સ્વાધીન કરવામાં આવતો આ સ્થળે હવે કાયદાની તારતમ્યતાનું નિરીક્ષણ કે નિરૂપણ કરવાની જરૂર નથી, તેમ પ્રસંગ પણ નથી માટે તે ન કરતાં એટલુ કહેવુ પ્રાપ્ત થાય છે કે પૂર્વ-કાળ પૂર્વ યુગો માટે પૂર્વ તથા પશ્ચિમ બન્ને દેશો સમાન રીતે ટીકાને પાત્ર અમુક ધોરણે વીશમાશતકમાં લેખી શકાય.

## બીજા દેશોની સ્થિતિની પૂર્વ સાથે સરખાવટ.

સ્પર્શ કરવાને લાયક કે નહિં તે જાતિનો ભેદ હિંદુસ્થાનમાં અમુક અંશમા હતો તેવી ઉગતભરે રીતે કોઇ દેશમા નહતો એમ કેટલાકનું માનવુ છે, તે બહુ ખોટું નર્ય. પરંતુ લગભગ સર્વે પ્રજાની ઉત્ક્રાંતિ દશામાં એવો એક કાળ હતે. અને હોવો જોઇએ કે જ્યારે લગ્ન સંબંધી અર્થાત બેટી સબંધે બહારની પ્રજા સાથે વ્યવહાર રાખવામાં તેઓએ પ્રતિબંધ કરેલ હોય, કારણુ માત્ર એટલુજ કે લોહી-પતિતભાવ ન ઉપ્તન્ન થાય અને તે કારણુ ન હોય ત્યા બહારની પ્રજા તરફ શત્રુભાવ હોય ત્યારે આ પ્રમાણે બનવા સંભવ છે એ ઉપરાત વિદ્વાનોનો એવો પણુ અભિપ્રાય છે કે ધંધાને દ્વારે, રાજકીય માર્ગે એક પ્રજાએ પોતે જેને જીત કરી, સ્વાધીન કરેલ હોય તેવી પ્રજા તરફ અમુક હદમાં તિરસ્કારભાવ ધરાવી, જુલમ પણુ ગુજાર્યો હોય. અને આવી રીતિથી ગુલામ રાખવાનો દુષ્ટ રીવાજ ઉપ્તન્ન થવા પામ્યો હોય. "અંત્યજ"-વર્ગ ગુલામગીરીમાં નહિં તોપણુ એટલા અધમ સ્થિતિમા રાખવામાં આવે કે તેઓને હદપાર કરાય, તેઓનું જનસમુદાય વચ્ચે આવવું બંધ થાય, તેઓની સાથે નૈતિક,

રાજકીય, આર્થીક અને અન્ય પ્રકારનો વ્યવહાર માત્ર બંધ કરાય, એ સ્પર્શાસ્પર્શનું ખરૂં સ્વરૂપ ઘણે અંશે ગુલામગીરીની અવસ્થામાં જોવામાં આવે છે. એ વાતની સાથે એટલું અધિક પણ અચૂક લક્ષમાં લેવાનું છે કે ગમે તેવી સુધરેલ પ્રજા હોય, વર્ણાશ્રમનાં પ્રત્યેક બંધન તોડવા તત્પર હોય એટલુંજ નહિં, પરંતુ તોડવા સમર્થ થયેલ હોય અને એકાકાર કરી દઇ, હક સર્વેને સમાન પ્રાપ્ત કરાવી બેઠેલ હોય તોપણ તેવી પ્રજામાં રાજાની કુંવરી એક સામાન્ય પંક્તિનાં મનુષ્ય સાથે કદીવસ લગ્ન કરવાં નહિં જાય એ જોવાય છે, માટે જન-સ્વભાવ અમુક રીતે ફરી જાય અને રૂપાંતર થઇ જાય ત્યારેજ મોટા અને ગંભીર વિપ્લવો કે પારિપ્લવો સમાજમાં રચી શકાય, એ માન્યતાજ ધરાવી સંતોષ રાખવો પડે છે. તે દરમીઆન તો એટલું કહેવું પ્રાપ્ત થાય છે કે, દરેક સમાજનાં બંધારણમાં સારૂં તેમ માઠું સાથેસાથ રહેલ છે, લાભ તેમ હાનિ બંને છે પછી કયું ન્યૂન અને કયું અધિક એ માત્ર જોઇ જો લાભ ન્યૂન હોય તો તેમાં સારો ફેરફાર કરવો ઇષ્ટ છે અને હાનિ ન્યૂન હોય, તો ફેરફાર કરવા જતાં અનિષ્ટ વસ્તુ પણ સાથે આવી જાય છે કે નહિ એ કાળજીપૂર્વક તપાસ રાખી આગળ પગલું ભરવું ઉચિત ગણાય છે. જગત્માં પ્રત્યેક બંધારણ, પ્રત્યેક મનુષ્ય યત્ન અને પ્રત્યેક મનુષ્ય વિચાર કે વચન, વિષ અને અમૃતથી સંપૃક્તજ છે, એકલું વિષ પણ કોઇ સ્થળે નથી, તેમ એકાતત. અમૃત પણ કયાંઇ જોવામાં નથી આવતુ, માટે સારાસાર, તારતમ્યભાવનું સૂક્ષ્માવલોકન કરી દરેક વસ્તુ-વિચારનો નિર્ણય થાય એ ઉચિત માર્ગ છે.

## સાર કે ફલિતાર્થ.

સ્પર્શાસ્પર્શનો મૂળ વિચાર ઉત્પન્ન જો હિંદુસ્થાનમાં થયો તો તે એ યુગમાં થયો હોવો જોઇએ કે જ્યારે દેવ-કર્મ, પિતૃ-કર્મ ઇત્યાદિમાં વિધિ-આચારક્રિયાને માર્ગે અમુક પ્રકારોજ, અમુક સંયોગોજ તથા અમુક સામગ્રીજ ગ્રાહ્ય છે, બીજી અગ્રાહ્ય છે એમ બંધન અધિક વધ્યું હોય ત્યારે બન્યું હોય. શૌચાશૌચ, સૂત્રના સમયમાં વધવાનો પ્રારંભ થયો અને મનુષ્ય મરણને શરણ ગયુ એટલે અમુક લોહી-વિકાર થયો માટે તેની અસર તે વિકાર સાથે અર્થાત્ વિકૃતિ સાથે સંયોગ ધરાવનાર કે સંબંધ અને સંસર્ગ રાખનારને દરજ્જા પ્રમાણે ન્યૂનાધિક અસર થાય અને તે પ્રમાણે અસ્વચ્છતા પાળવી એ ધોરણ દાખલ થયું. લગભગ તેની સાથે અને

ઉગ્રતામાં તેનાથી પ્રબળ તેવો સ્પર્શાસ્પર્શનો ભાવ મૂળ તો લગ્નથી જીવતો જીવ જ્યારે લોહીની વિકૃતિ ઉત્પન્ન કરે ત્યારે તેને સંબંધે અમલમાં આવ્યો હોય એમ સબળ અનુમાન થઇ શકે છે. પાયો કે મૂળ આ સર્વનું "લોહી-વિકાર"જ ગણાય. આ વાત સ્વીકારી લઇએ તો તે જેવી પૂર્વમાં હતી તેવી દ્રશ્યમાન અને પ્રકટ સ્વરૂપમ. પશ્ચિમના દેશોમાં નહતી એમ જલદી કહી દેવું પડે છે. શત્રુભાવ આભ્યની સ્થિતિ કે સ્વાધીન પરાધીનનું કારણ એ પશ્ચિમમ. ઘણે અંશે જ્ઞાતિના ભેદ કે ધંધાના ભેદને માટે જવાબદાર છે, તેટલ. પૂર્વમાં નથી. આભ્યંતરીય કારણો આંતર હેતુ, સૂક્ષ્મતર જીવનના તત્ત્વો વગેરે પૂર્વમાં સ્પર્શાસ્પર્શને માટે જવાબદાર છે, તેવાં પશ્ચિમમાં નથી. અને મુખ્યત્વે કરી પશ્ચિમમાં કોઇ આવાં કારણોને લીધેજ સ્પર્શાસ્પર્શભાવ દ્રષ્ટિએ આવ્યો ન હોય તોપણ ના ન કહેવાય. પશ્ચિમમાં જ્યા સ્થળ તત્ત્વો પ્રધાન હોય, જ્યાં વિષય-સુખ, આર્થીક-સંપત્તિ પ્રબળ હોય, ત્યા બહુ બહુ તે માત્ર સ્થૂળ વિભાગો જન્મ પામે, સૂક્ષ્મ વિભાગોને અવકાશ થોડો રહે છે આ ઉપરથી એમ કહેવાનો આશય નથી કે પૂર્વ દેશનો રીવાજ પશ્ચિમ કરતા સારો કે અન્યથા; માત્ર યથા સ્થિત રહસ્ય ઉદ્‌ઘાટ ન થયું એટલે કોઇ પક્ષને અનપેક્ષિત રીતે ન્યાય કે અન્યાય થવા પ્રસંગ ન આવે. ઉપર એક વખત કહ્યા છતાં દ્વિરૂકિતી કે પુરૂકિત્ત દોષનું પાત્ર આવા પ્રસંગોમાં ન ગણાય માટે સ્થૂણા નિખનન ન્યાયે કહેવું પ્રાપ્ત થય છે કે મનુષ્યનાં પ્રત્યેક બંધારણો માટે આત્યંતિક રીતે લાભપ્રદ છે કે હાનિકારક છે એમ ચોક્કસ નજ કહી શકાય. માત્ર આધુનિક સ્થિતિર્થી માપ લઇને એટલુ ગણાય કે જ્ઞાતિબંધન અનેક રીતે હદપાર જાય તો અનિષ્ટ છે, ને સ્પર્શાસ્પર્શભાવ તો વીશમા શતકના જળહળ જ્યોતની સમાન પ્રકાશ કરી રહેતા સુધારામાં જ્યાં ઐક્ય સ્થાપન કરવાના ચારે પાસા પ્રયાસો અનિવાર્ય-રીતે ચાલ્યા કરે છે ત્યાં, દૂર કરવાનેજ પત્ર હોય તેમ. શુ આશ્ચર્ય ?

## ઈજીપ્ટ દેશ.

ઈજીપ્ટ-મીસર દેશમાં જ્ઞાતીનાં બંધનો અમુક અંશે હતાં તે સ્થાપિત વાત છે. મોઝીઝ નામનો કાયદા ઘડનાર અને નિયમ-બંધારણ સ્થા

પનાર પણ જ્ઞાતિની વ્યવસ્થા કરી ચૂકેલ છે. ઇજીપ્ટ કે મીસરમાં જોઇશું તો લાગશે કે પ્રત્યેક ધંધો પ્રત્યેક નીતિને માટેજ નિર્માણ થયેલ હતો; અને ધંધો બાપથી દીકરાને એમ ઓઘ ઉતરતો હતો; તેમાં ધંધાદારથી પોતાના ઉપરાંત બીજો ધંધો ન શિખાય તેની સાથે પોતાની જાતિ સિવાય પોતાનો ધંધો બીજાને શિખવાય પણ નહિં. આ તો માત્ર બ્રાહ્મણ અથવા દ્વિજાતિ–વર્ગો વેદનું અધ્યયન–કરે–કરાવે, તે વિના બીજાને અધિકાર નથી એમ મનાય, તેની સમાન અમુક અંશે થયું કહેવાય. પણ આ નિયમ ઉપરાંત બીજું એવું હતું કે પ્રત્યેક કોમ પોતાના ખાસ સ્થળમાંજ વસે; અને ત્યા બીજી કોમથી જવાય નહિં તેમ તે કોમથી અન્ય સ્થળે ન જવાય. આ હકીકત સ્પર્શાસ્પર્શને સ્હેજ મળતી આવે એવી કદાચ કહી શકાય; તોપણ સમસ્ત રીતે જોતા ઇજીપ્ટમા વર્ગ કે ધંધાદાર–કોમો ની માન પુર સર દરેક વ્યવહારમાં ગણત્રી થતી, તે જોતા આવી ઉચાવચ, કે હકદાર–હક–વિનાની એવી ગણના બીલકુલ ત્યા ન હતી, એમ માની શકાય. ગોર વર્ગ, અને લડવૈયાનો વર્ગ, અર્થાત્ આપણી પારિભાષિક શૈલિમા બોલીએ તો બ્રાહ્મણ–ક્ષત્રિય વર્ગો આધિક હક ભોગવતા હતા એ પણ ખરી વાત છે. પરંતુ "બેટી" વ્યવહાર તો માહોમાંહે સર્વેને પોતાની બહારની કોમ સાથે રાખવામાં છેક પ્રતિબંધ હતો. સ્થળ અલગ, વાસ દૂર દૂર એટલે "રોટી"–વ્યવહાર પણ ભાગ્યેજ રહી શકે છતાં તે વ્યવહાર રહેતો હોય તો તેનું આપણે જરૂર નથી, કારણ કે આપણા પ્રસ્તુત વિષય–સ્પર્શાસ્પર્શ–નો સાધારણ રીતે તપાસી જોતાં ખાસ ધર્મ તો "બેટી" વ્યવહાર સ્થાપિત થયો છે.

### સ્પર્શાસ્પર્શનો પૂર્વવર્તિ (નિયત અને અનન્યથા સિદ્ધ નહિં)

ધિક્કાર કે તિરસ્કારની વૃત્તિથી સ્પર્શાસ્પર્શ ભાવ આવે, અને ઇર્ષા કે ધનલોભ, યશ–લોભ ઇત્યાદિને કારણે માત્ર ધંધાનાં વિભાગ કે હુન્નરનાં તડા થઇ વાત અટકી રહે. મુખ્યત્વે કરીને હિંદુસ્થાનમાં બ્રાહ્મણોએ આવાં તડાં વધારતા વધારતાં ધિક્કારની દ્રષ્ટિ આધક અંશે આણી, અને અમુક જાતિનો સ્પર્શ કરાય, અમુક શુદ્ધ, અમુક તેથી વિપરીત એ પ્રમાણે વિભાગ કર્યા. બીજા દેશોમાં જ્યાં ગુલામગીરીનો પ્રચાર હતો ત્યાં આવો સ્પર્શાસ્પર્શ એટલે લોહીથી જોડાવું કે નહિં, લોહીથી સ્પર્શને પાત્ર કે નહિં એવો વિભાગ હતો એમ દ્રઢ અનુમાન થાય.

## સ્ફુટતર અર્થ.

સ્પર્શાસ્પર્શ કે જ્ઞાતિ અગર જાતિ ભેદ એકજ દેશ અને એકજ અથવા જુદે જુદે કાળે હોઇ શકે; કારણ કે નહિ તો ઈંગ્લાંડના લોકો, ઇટાલીઅનથી અલગ અને જર્મનોથી બંને અલગ; પણ તે છતાં તેઓને અમુક અમુક દેશોમાંજ લગ્ન કરવાં કે રોટી-વ્યવહાર રાખવો એવું નિર્મીત નથી; ગમે ત્યાં તેઓને વ્યવહાર રાખી શકાય છે. ધંધાને કારણે પશ્ચિમમાં પણ વિભાગો છે; રાજકીય કારણે, મત-મતાંતરને ધોરણે ત્યાં પણ તડાં, વર્ગો એ પ્રમાણે પરાપૂર્વથી ચાલ્યું આવે છે, પરંતુ દરજાનો, અંશનો, પ્રમાણનો ફેર એટલો ફેર.

## ફ્રેંચ લેખકનો મત-લાભાલાભ વિચાર.

હવે જરા આવા સમાજના બંધારણના અંગથી ઉત્પન્ન થતા લાભાલાભનો વિચાર કરવો ઉચિત છે. ડ્યુબ્વો એક ફ્રેંચ લેખક કહે છે કે:—
"I believe caste division to be in many respects the *chef-de'œvre* the happiest effort, of Hindu legislation. I am persuaded that it is simply and solely due to the distribution of the people into castes that India did not lapse into a state of barbarism and that she preserved and perfected the arts and sciences of civilization, whilst most other nations of the earth remained in a state of barbarism, I do not consider caste to be free from many drawbacks, but I believe that the resulting advantages, in the case of a nation constituted like the Hindus, more than outweigh the resulting evils."

આનો અર્થ એવો કે:-"હું ધારૂં છઉં તે પ્રમાણે જ્ઞાતિભેદ ઘણે પ્રકારે હિંદુ-શાસ્ત્ર નિયમકર્તાઓનો સુખપ્રદ પ્રયાસ હતો. મારી નક્કી સમજણ એવી થઇ છે કે હિંદુસ્થાનમાં લોકોના જ્ઞાતિ-વિભાગો હોવાને માત્ર તથા તદ્દન કારણે તે દેશ જંગલી અવસ્થામાં પાછો ગબડી જવા પામ્યો નહિ, અને બીજું એ કે પોતાની વિદ્યા, હુન્નરોનું સંરક્ષણ કરી શકયો તથા સંપૂર્ણતાએ લઇ જઇ શકયો, કે જેવા સમયમાં બીજી પ્રજા

આ પૃથ્વી ઉપર જંગલી અવસ્થામાં રહી હતી. હું જ્ઞાતિને ઘણી મોટી ખામીઓથી મુક્ત ગણુતો નથી, પરંતુ હું માનું છઉં કે હિંદુ પ્રજાની જેવી બંધારણ-વ્યવસ્થામાં રહેલી પ્રજાને સંબંધે પરિણામે અનુભવાતા લાભો પરિણામે ભોગવાતી હાનિઓ કરતાં અધિક વજનદાર છે."

### તેજ જારી રાખેલ મત.

આના કારણ તરીકે દ્રષ્ટાંત તેજ ફ્રેંચ વિદ્વાન* નીચે પ્રમાણે આપે છે:-પેરીઆ લોકો દક્ષિણ હિંદુસ્થાનના વત્ની-૫૦૦૦૦૦૦-સંખ્યાબંધ રહે છે તેઓની વર્તણુંક અને આચારવિચારથી જે કોઇ પરિચિત હશે તેને સહજ લાગશે કે આ લોકોની લાગણી, વળણ તથા વર્તણુક એવાં તો અણુખેડીએલ છે કે તેઓને સખ્ત ધોરણ-નિયમોને વશ ન રહેવાનું હોય તો તેઓ જે હાલ સ્થિતિમા છે તેમાંથી પાછા અસલની જંગલી અવસ્થામાં આવી રહે. તે માટે આવી પ્રજાને આવું રક્ષણ થાય તે કારણે નૈતિક-નિયમન મૂકવામાં આવ્યું છે, તે જ્ઞાતિ-સંપ્રદાયનો લાભ ઓછો નથી. હિદુઓને પોતાનું ધર્મકાર્ય શિખવનાર તેમા વ્યાપૃત રાખનાર તથા શાસ્ત્ર કે સમાજના ધોરણ-નિયમને માન આપી તેની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરવા દેનાર માત્ર જ્ઞાતિ-બંધન છે.

### જેમ્સ મીલનો મત.

જેમ્સ મીલનો મત એવો છે કે:-"It is a great political blunder (at least in our times), fatal to free competition and opposed to individual happiness." તે કહે છે કે:- "આ રીવાજ બીજા જમાનામાં ગમે તેવી ગણાય પણ આ યુગમા તો મોટી રાજકીય નીતિની ભૂલ ગણાય, સ્વતંત્ર-વ્યવહાર સ્પર્ધાને નાશ કરનાર અને વ્યક્તિ-સુખનો વિરોધી ગણાય છે."

### કોલબ્રુકનો અભિપ્રાય.

Mr. Colebrooke Says :-"Daily observation shows even Brahmans exercising the menial profession of a Sudra. We are aware that every caste forms itself into clubs or lodges, consisting of the several indivi-

*આ ફકરો નથી. શબ્દો તથા ટીકાથી મિશ્રિત ભાવાર્થ માત્ર આપેલા છે.

duals of that caste residing within a small distance and that these clubs and lodges govern themselves by particular rules or customs or by laws. But though some restrictions and limitations not founded on religious prejudices are found among their bye-laws, it may be received as a general maxim that the occupation appointed for each tribe is entitled merely to a preference. Every profession with few exceptions is open to every description of persons, and the discouragement arising from religious prejudices is not greater than what exists in Great Britain from the effects of Municipal and Corporation laws. In Bengal the members of people actually willing to apply to any particular occupation are sufficient for the unlimited extension of any manufacture."

કોલબ્રુક કહે છે કે –"કાયમ એટલે પ્રતિદિવસ અવલોકન કરતા જોવામા આવે છે કે બ્રાહ્મણો પણ શુદ્રના હલકા ધંધાઓનું કામ કરે છે. આપણે જાણુયે છીએ કે પ્રત્યેક જાતિ કે જ્ઞાતિ મંડળી કે સભા બની રહે છે અને તે તે જ્ઞાતિના કેટલાક શખ્સોની બનેલી હોય છે કે જેઓ થોડે દુરના લત્તામાંજ વસે છે તથા આ મંડળી કે સભાઓ પોતાના ખાસ ધારા, રીવાજો કે કાયદાને આધીન રહે છે. પરંતુ અગરજો ધાર્મીક ખોટા વિચારો ઉપર આધાર ન રાખતા પ્રતિબંધો અને હદો તેઓના કાનુનોમાં જોવામાં આવે છે, તોપણ એટલુ તો માત્ર સામાન્ય ધોરણ તરીકે સ્વીકારવામાં આવે છે કે જે ધંધો પ્રત્યેક કોમ માટે સ્થાપિત કરાયેલ છે તે માત્ર પસંદગી તરીકે તેને હક ધારણ કરાવે છે. અમુક થોડા અપવાદ સહિત પ્રત્યેક ધંધો પ્રત્યેક પ્રકારના માણસો કરવા માટે ખુલ્લો છે અને ધાર્મીક વિમોહિતમાથી ઉદભવતો ઉત્તેજનનો અભાવ તે જે તેવો ને તેવો ગ્રેટ બ્રીટન એટલે વિલાયતમા (મ્યુનીસીપલ) લૌકિક અને સામાજીક કાયદાઓમાં રહેલ છે તેના કરતાં વધારે મોટો નથી. બંગાળામા હરકોઇ ખાસ ધંધામાં ખરેખર રીતે ખુશીથી કામે લાગતા લોકોની સંખ્યા ગમે તે ઉદ્યોગી કાર્યને અનહદ વિસ્તાર પમાડવાને પુરતી ગણાય એટલી છે."

## સારાંશ.

સાર એ કે જ્ઞાતિથી હાનિ નથી; જ્ઞાતિના પ્રતિબંધો એવા સખ્ત નથી; અને ઉદ્યોગ કે દેશની કળા હુન્નરને જ્ઞાતિથી કોઇ તરેહનો ધક્કો લાગતો નથી; તથા આર્થીક રીતે કોઇ આવા પ્રતિબંધની વાત ગમે તેવી ધર્મના ઉપદેશ કે અનુશાસનથી ઉત્પન્ન થઇ હોય તોપણ નુકસાનકારક નથી. જો કોઇ પુરૂષ પોતાના બાપદાદાના ધંધામાં કમાણી પુરતી ન કરી શકતો હોય, તો પોતાના નિભાવ માટે પોતાની હોય તે કોમ કરતાં અધિક ઉંચા પ્રકારનો ધંધો અગર નીચા પ્રકારનો ધંધો પણ કરી શકે છે. આ ઉપરાંત એલ્ફીન્સ્ટનનો પણ અભિપ્રાય લગભગ એવોજ છે, તે કહે છે:– *મારા લાંબા કાળ સુધીના હિંદુસ્થાનના અનુભવ ઉપરથી હું કહું છું કે મે કદિ કોઇ જ્ઞાતિથી પતિત થયો કે ભ્રષ્ટ થયો એવો દાખલો જોયો નથી, એટલે કોઇને ધંધો પોતાના બાપદાદાનો કરવો હોય તોપણ ભલે બીજો કરવો હોય તોપણ ભલે, અન્ય ધંધો સ્વીકારતાં જ્ઞાતિથી બહાર નિષ્કાસિત થવાની સજા ભોગવવી તેને પડે છે એમ નથી, કારણકે મેં તેના અનેક દ્રષ્ટાંતો અંગ્રેજ સરકારનાં લશ્કરમાં નોકરીએ રહેલ માણસોનાં જોયા કે જ્યા અનેક જ્ઞાતિવાળા માણસો એકત્ર થાય છે."

## દોહન.

લાભ કે હાનિ કોઇ રીવાજ, સંપ્રદાય કે સામાજીક બંધારણને ઉદ્દેશીને જોવાય તેમાં મુખ્યત્વે કરી દેશ, કાળ અને અમુક કાર્ય કારણ ભાવોનો સંયોગ, એટલું ધ્યાનમા રાખીને જોવાય છે. એક તરફથી એ વાત, બીજી તરફથી જોઇશું તો જ્ઞાતિ–ભેદ કે મંડળ–ભેદ એકજ દેશમાં એક કાળે સર્વત્ર હોય છે. માત્ર અંશ કે પ્રમાણમાં અધિક ન્યૂનભાવ આવી રહે છે. માટે ખરૂં જોવાનું એ છે કે બર્કના સૂત્ર મુજબ–choose the lesser evil–જ્યારે પસંદગી અનેક અનિષ્ટની હોય ત્યારે ઓછો પોતાનો ભાવ ભજવે એવું અનિષ્ટ પસંદ કરવું, એ ઉચિત છે. તે પ્રસ્તુત વિષયમાં જ્યારે જ્ઞાતિ કે અમુક પ્રકારનો વિભાગ સર્વત્ર હોવા સંભવ છે ત્યારે પછી તેના લાભાલાભનું અવલોકન–પરીક્ષણ કરતાં જે સં. સ્થામાં લાભ અધિક હાનિ ઓછી એવું નિકળે તે સારી, એમ માનવું યોગ્ય છે. યુરોપમાં સર્વત્ર ધાર્મીક વિભાગો જે પ્રથમથી ચાલ્યા આવે છે તેમાં રોટી–વ્યવહારનો એટલો પ્રતિબંધ નથી જોવાતો કે જેટલો બેટી–વ્ય

* શબ્દે શબ્દ ઉતાર્યા નથી; ભાવાર્થ માત્ર લીધો છે.

વહારનો ઉંડો ઉતરેલ અને દ્રઢ આસન ધારી રહેલ છે, તે કારણે વર્ણ કે જાતિ અગર ગમે તે નામ આપી એ સંસ્થાને ઓળખવા યત્ન કરીએ, છતાં તેમાં અમુક અંશે લોહીથી એટલે શરીરની ચામડીદ્વારા લોહીથી સ્પર્શાસ્પર્શનો ભાવ તે તે સ્થળોમાં છે, એ નિર્વિવાદિત રીતે કહી શકાય. ગમે તેવા સુધરેલા દેશોમાં જોઇશું તો સહજ ભાન થશે કે જનસમાજના વિભાગ કરનાર મુખ્ય બે વસ્તુઓ છે તે:–ધર્મ અને ધંધો. એ ઉપરાંત પણ હોય તો તે ખાસ ગણાય, પરંતુ આ સામાન્ય વિભાજકનું નામ ધારણ કરવા સમર્થ માની શકાય ખરા ? હિંદુસ્થાનમા ધર્મો વધ્યા અને ધર્મની અનેક નાની મોટી શાખાઓ થઇ, એટલે દરજ્જે બીજા થોડાજ દેશોમા થયેલ હશે ? અને તેને પરિણામે હિંદુસ્થાન જેટલા પ્રમાણમા જાતિ–ભેદો પણ થોડેજ સ્થળે બધાયા હશે. બીજુ એ કે હિંદુસ્તાન ઉપર જીત મેળવેલ જુદે જુદે પ્રસંગે જુદી જુદી પ્રજાની કુલ સખ્યા જે થાય તેટલી અને તેવી સકટપ્રદ બીજે થોડે સ્થળે જોવામાં આવે છે તો તેને પરિણામે પોતપોતાનુ વ્યક્તિત્વ, સમષ્ટિત્વ તથા જ્ઞાતિત્વ સંરક્ષણ–સાધ્ય બને અને પોતે સુધારામાં કે છેવટના સર્વ પ્રાણીના અગર સવ મનુષ્યના હેતુનું સાફલ્ય લાવવામા કોઇ રીતે નિબલ કે પતિત ન થાય તેના ઉપાય–ઉપકરણ–ભૂત, આ જ્ઞાતિબંધનો હતાં, એમ આર્થીક–સામાજીક–ધાર્મીક ધોરણે નિર્ણય કરનાર કેટલાક વિદ્વાનોના મત જ્યારે અસ્તિત્વમા છે, ત્યારે "જ્ઞાતિનું બધન ધુમાતું ઇંધન" અમુક અંશે નથી એમ પણ કહેવાની પવિત્ર ફરજ દરેકને માથે આવી પડે છે અને વસ્તુત: કવીશ્વર નર્મદાશકર પોતે પણ અમુક કાળ પછી એજ રીતના ઘણે દરજ્જે થઇ ચુકયા હતા.

### લાભાલાભમાં ઉપયુકત વસ્તુના અર્થની સમજુતિ.

હવે આપણા પ્રસ્તુતના વર્ણન કે પ્રકાશ કરવાની આ અવસ્થાએ કાંઇક સ્પર્શાસ્પર્શનું નિરૂપણ કર્યું એમ કહી શકાય. તોપણ હજી તેના લાભાલાભને સંબધે અધિક વિવરણની અપેક્ષા છે. પદાર્થ–વિજ્ઞાનની જરા હવે સહાય લઇ આગળ વધીએ, એ પદ્ધતિ રૂચીકર છે. પદાર્થ વિજ્ઞાન એ કુદરતના કાયદાનું જ્ઞાન કે જ્ઞાન કરાવનાર અથવા વિશેષ જ્ઞાન કરાવનાર શાસ્ત્ર. રસાયણશાસ્ત્રના પ્રયોગોથી પુન. સિદ્ધ થતા કાયદાઓ એવું સમર્થન કરી આપે છે કે જેને Adhesion એટલે વળગી કે ચોટી રહેવું કહીએ છીએ તે માત્ર સ્થૂલ દ્રવ્યોની શક્તિ કે બળને લીધે એક દ્રવ્ય બીજા

દ્રવ્યને બહારની સપાટી ઉપર માત્ર સ્પર્શ કરી ચોંટી રહે ત્યારે બને અને Cohesion તો તે કે જે દ્રવ્યોનાં અણુઓ એકબીજાંને આકર્ષણ કરી માંહોમાંહે મેળ ખવરાવી, બે દ્રવ્યોને છેવટે એકત્ર કરી આપે તે, તે પણ એકરસ એકાકાર કરનાર નથી એમ સમજાય. ત્રીજું Affinity તે એ કે જુદાં જુદાં દ્રવ્યો એકબીજાની સાથે કદિ સહેલાઇથી ન છુટાં થાય એવી રીતે એકતા ધારણ કરી રહે તે.

## પદાર્થ-જ્ઞાનને ધોરણે થતું માપ.

હવે "Adhesion" "સંસ્પર્શ" તે માત્ર જીભથી વ્યવહાર માનુષીય જીવનમાં બંધાય તેનું નામ સમજીશું તો વાંધો નહીં આવે અને "Cohesion" "અંગ સ્પર્શ" તે રોટી-વ્યવહારને મેળ મળતું માની લઇશું તો બાધ નહિ નડે, તથા "Affinity" "લોહી ઐક્ય"-કે "સગપણ" કે "રસૈક્ય" તે માણસની યોજનાના બેટી વ્યવહાર સાથે એક સ્વરૂપ છે એમ કહેવું ઉચિત લાગશે. હવે આ પ્રમાણે નિરૂપણ કરી આગળ વધતાં કબૂલ કરવું પડે છે કે રસૈક્ય માત્ર બે જુદા જુદા પદાર્થોને સંબંધે હોઇ શકે, ઓકસીજન ને હાઇડ્રોજન માટે એફીનીટી ગણાય, તેજ રીતે ઓકસીજન ઓકસીજનનું રસક્ય-નજ સંભવે. માનુષીય વ્યવહારમા એક કુટુંબનાં સ્રી-પુરૂષોનો લગ્ન-સંયોગ ન ઘટે એ આ ઉપરથી કુદરતના ધારાને અનુકૂળ વાત છે એમ સમાર્થીત થયેલ જણાશે: એક લોહીના ન હોય છતાં એક સમુદાયના હોય તેવામા બેટી વ્યવહાર હોઇ શકે, આ ધોરણે એક સમુદાયના અર્થનો કેટલે સુધી વિસ્તાર માનવો તેમા મુખ્ય મુદ્દો સમાયો છે. Consagninity એક લોહી કેટલી પેઢી સુધી ગણવું અને ક્યાં સુધી રસૈક્યના યોગની હદ માનવી, એ બે વાતનો નિશ્ચય કરવા જતાં અસલના શાસ્ત્રકારોએ જ્ઞાતિબંધન લાવી મૂક્યાં, તથા અમુક સ્પર્શ્ય અને અમુક અસ્પર્શ્ય-એવા પ્રકારો, ભેદો, વિભાગો પાડયા-આમાં પણ અમુક વર્ગો સાથે cohesion અંગ સ્પર્શ થાય એટલે રોટી-વ્યવહાર ચલાવી શકાય, અને અમુક સાથે તો લેવડદેવડ વગેરે જીભનો વ્યવહાર Adhesion માત્ર થઇ શકે એવા જે કુદરતે પોતે પણ ભેદો સ્વીકાર્યા છે, તેવા ભેદો પુરાણા શાસ્ત્રકારોએ પ્રચલિત કર્યા, એવો એકમત છે એમ માનીએ તે લાભાલાભ નિર્ણય સમયે સ્પર્શાસ્પર્શ ભાવનો ધારણ કરનાર જ્ઞાતિ-ભેદ બહુ ગર્હણાપાત્ર છે એમ ન મનાય. અંગ સ્પર્શ કદાપિ થઇ શકે તેમાં

શંકા કે મનનો સંકોચ ન થાય પણ રસૈક્ય માટે તો પૂર્વ તથા પશ્ચિમ બંનેની પ્રજામાં સંકોચ અને મનના ઘોડાઓ અનેક ગણત્રી કરી રહેલા જોવામાં આવ્યા છે. સ્પર્શાસ્પર્શ ભાવ લોહીના પતિત થવાના અટકાવ તરીકે સ્વીકારાએલ હોય તો તેમાં લાભ અધિક હોવાથી તે સ્તુતિપાત્ર મનાય, અને તેમાં કુદરત પોતે અનુમોદન આપે છે એમ સિદ્ધ થયું ગણાય. હાઇબ્રીડ–વર્ણશંકર પ્રજાનું મહત્ત્વ હાલ સ્વીકારાએલ છે તો તે પુરાણા કાળમા અસ્તિત્વમાં હતું પણ તેની ઉપર આશ્ચર્ય કે આનંદની દ્રષ્ટિથી જોવાતુ નહતું પણ તિરસ્કાર તથા અમુક અંશે દયાની નજરે જોવામાં આવતું. સ્પર્શ શરીરનોજ અને અન્નનો, તેમાં રોટી અને બેટી અગર ભાણાવ્યવહાર અને લગ્ન કે લોહીનો વ્યવહાર એમ સમાએલ છે એવો અર્થ હવે સ્પષ્ટ સમજાશે.

## બહિ:શુદ્ધિ તથા અંત.શુદ્ધિનું મનન.

વળી બહિ.શુદ્ધિ વિના અંતઃશુદ્ધિ ન થઇ શકે, લોહીવિકાર થઇ ચૂકયો તો પછી પ્રાયશ્ચિત્ત કે બહિરૂપચાર પવિત્રતા અસલની ધારણ કરાવવા સમર્થ નથી. એ પણ નક્કી સમજવું, આવી તરેહની ગણના કરતા અસલના હિંદુઓ માહેના બ્રાહ્મણ વર્ગે લોહીની વિકૃતિ કે પતિત ભાવ કોઇપણ પ્રકારે ઇષ્ટ નથી એવું માની, તેને અટકાવવાના કાયદા કાનુનો રચ્યા–શૌચાશૌચવિધિ માર્ગ પણ એ ધોરણે નિકળ્યો, મૃત શરીરમા લોહીવિકાર અમુક પ્રકારનો થયો, માટે તે અપવિત્ર, અને તેની સાથે સંકળાએલી વ્યક્તિઓ પણ અમુક કાળ પર્યંત અસ્વચ્છ, અશુદ્ધ, અપવિત્ર મનાય એમ નિર્ણય કર્યો તેનું પણ આજ કારણ સ્થૂળભાવ એકલો કલ્પી અગર સમજી વિવેચન કરીએ તોપણ આ વાત તો કબૂલ કરવીજ પડશે.

## અંત.શુદ્ધિ.

કદાપિ હાલના વિચાર–તરંગો, વચનનાં આંદોલનો કર્મના સંસ્કારો એ પદાર્થ–જ્ઞાનદ્રષ્ટિએ સિદ્ધ થઇ શકે એવાં પણ સ્વીકારવામા ન આવે, અને સૂક્ષ્મતર અવલોકનની મના છે એટલે તેવાનો આ સ્થળે પ્રસંગ કે અવકાશ ન મનાય, તોપણ એટલું કહેવું પ્રાપ્ત થાય છે કે વિજ્ઞાન તથા તત્વજ્ઞાનને આધારે રહેલ, આ સંસ્થા, આ સ્પર્શાસ્પર્શ સંપ્રદાય, આ જ્ઞાતિબંધારણ એક વખતે પૂર્ણ લાભપ્રદ હતું, અને એને એજ આધુનિક અવસરમાં આધક હાનિકારક થઇ પડયું છે. તેમાં Man-not

measures માણસો નહિં, કે, ધારણ નિયમો-જવાબદાર છે, એમ પણ ઘણાનું માનવું છે, તે બાધકારક નહિં સમજાય. વળી જો પાંચ મહાભૂત જેની સાથે હરઘડી પ્રાણીમાત્ર કે અખિલ સૃષ્ટિને લેવડદેવડ વગેરે ઉપયોગી કર્મ કરવાનું રહેલ છે; તેનાથી પ્રત્યેક ભાવ-સજીવ કે નિર્જીવ-ની શુદ્ધિ-અશુદ્ધિ ઉત્પન્ન થાય છે તો પછી એ પાંચ ભૂતો ઉપર જીવનના સર્વે આવશ્યક ધર્મો આધાર રાખે તો નવાઈ જેવું નથી. દ્રષ્ટાંત તરીકે: પાણીથી રોગ આવે છે અને રોગ જાય છે. સ્વચ્છ, શુદ્ધ અવિકારી જળથી વૈદ્યકશાસ્ત્રાનુસાર ધારણ ગ્રહણ કરાય કે અમુક રોગોનો નાશ થાય છે અને અમુક રોગોની એવા જળના અભાવે ઉત્પત્તિ કે ઉત્તેજીત ક્રિયા સંપાદત બને છે. અન્ન મારે ને અન્ન જીવાડે, અન્નમાં દરેક જાતિની વૈદ્યુતિકશકિત્ત ઉષ્મા, ચુંબક શકિત્ત ઇત્યાદિ રહેલ છે તો તે અન્ન પદાર્થ-વિજ્ઞાનનેજ માપે શુદ્ધ અને અશુદ્ધ બની શકે છે. એવું છે અને એવા વિચારોને વિસ્તારથી વિચાર કરતાં પાંચભૂત, લોહી વગેરેને માટે પણ એવીજ વાત સ્વીકારવા યોગ્ય છે તો પછી સ્પર્શાસ્પર્શના સંબંધમા માત્ર શરીરનો સ્પર્શ કે સ્થૂળ સ્પર્શ સમજી લેવાય નહિ, કદાપિ લેવાય તોપણ તે વિષય સબધે બાધ ઓછો નથી એ ઉપરની દલીલથી અમુક અશે સ્પષ્ટ થશે. "પુરાણ મિત્યેવન સાધુ સર્વ"-અને "નવમિત્ય વદ્યમપિન"-અર્થાત્ જુનું માટેજ સારૂં, અને નવું માટેજ ખરાબ કે જુનું માટે ખરાબ અને નવું માટે સારૂં એમ એકે રીતે માની ન લેવાય, માત્ર પૂર્ણ બંને કોટિની પરીક્ષા કરી, પરપ્રત્યયથી બુદ્ધિને દોર્યા વિના જો ડાહ્યા માણસે આગળ વધવું, એ ન્યાય સિદ્ધ હોય તો તો સ્પર્શાસ્પર્શ-ભાવને એકાએક આત્યંતિક રીતે તોડી મારવો પણ યોગ્ય નથી, અને અધિક અંશે, ખરાબી કરે તેટલો વધી પડયો છે, માટે તેને અત્યત સ્તુતિપાત્ર ગણવો એમ પણ ન મનાય. અસલના યુગમાં તેના લાભ હાનિના સતોષકારક રીતે વિચારો તપાસવા જોઈએ, પછી તેની તે ઉપાધિઓનો આધુનિક સમયમા અભાવ છે કે નહિં, તે જોયા પછી નિર્ણય કરવા તત્પર થવું ઉચિત છે. જ્ઞાતિ-બંધન, સ્પર્શાસ્પર્શ-ભાવ, રોટી-બેટી વ્યવહાર કદાપિ ન હત તો હિદુ ધર્મ સચવાયો રહત ખરો? આ પ્રશ્નને અતિહાસિક દ્રષ્ટિથી અવલોકન કરી, દરેક જોવાય તેટલી કોટિનું પરીક્ષણ કરી, છણવો અને તે પછી જે સમાધાન થાય તે નિર્ણય માનવો.

## સ્થૂળ તથા સૂક્ષ્મનો અનિવાર્ય સંબંધ.

કેવળ શરીરનો સ્પર્શ કે અન્નનો સ્પર્શ એ સ્થૂળ દ્રષ્ટિ રાખવાનો પ્રતિબંધ કે અનુબંધ થાય તે પણ ઠીક છે, છતા અનેક દિશામાં નક્કી કરાએલ અને વિદ્વાનોએ ઘણે દરજ્જે સ્વીકારી લીધેલ હિંદુ ધર્મશાસ્ત્રોની પ્રક્રિયાઓમા જેટલું સ્થૂળ વ્યવહારનું બંધારણ સૂક્ષ્મતર તત્વો ઉપર આધાર રાખે છે તેટલું બીજે થોડે સ્થળે રાખે છે; તો પછી તેવાં તત્વોની અવગણના કરવી એ પ્રસ્તુત વિષયને અમુક અંશે અન્યાય કર્યા જેવું છે. વિચારનું પોતાનુંજ સ્વરૂપ સૂક્ષ્મ છે, જગતની પ્રત્યેક વસ્તુ સૂક્ષ્મતર જે શક્તિ Energy–ઉપર આધાર રાખી વર્તે છે, અને તત્વજ્ઞાનને માન આપી બોલીએ તો તો પછી સર્વ વસ્તુનુ સૂક્ષ્મસ્વરૂપજ હોય, એટલે સ્થૂળ–સૂક્ષ્મ અવિચ્છેદનીય રીતે સંકળાએલા રહેલ છે. મુદ્દાનો પ્રસ્તુત વિષયને ઉદ્દેશી સ્હેલામા સ્હેલો પ્રશ્ન કરીએ કે.–"રોટી"–અન્ન એ બધાં સ્થળ દ્રવ્યોનો સમૂહ તેનું સાયન્સ–પદાર્થ-જ્ઞાન–ને માપેજ શું થાય છે? તેનાં અવયવોનો વિભાગ, ચર્ણ થઇ, રસ બને છે અને જુદાં જુદાં અવયવી થઇ રહે છે. અર્થાત્ જો solid નક્કર પદાર્થ સ્થૂળતમ, પ્રવાહી સ્થળતર અને હવારૂપી કે વાયવીય પદાર્થ સ્થૂળ, તો પછી જે આ રસ બને છે તેમાં પણ સ્થૂળ અને સ્થૂળતર અધિક અંશે આવી જાય છે, ધીમે ધીમે એની પછી વધારે વિક્રિયા થઇ અધિક બારીકાઇમા જવાનું બને છે, તે જ્યારે છેવટ "શક્તિ"–શરીર બળમા પરિણામ તે પ્રથમના અન્નસમુદાયનું થાય છે, ત્યારે તે સૂક્ષ્મસ્વરૂપ બન્યુ ગણાય. હવે આવો નિકટનો સંબંધ સ્થૂળ–સૂક્ષ્મનો છે, રોટી વ્યવહારનો સંબંધ તેજ કારણે સૂક્ષ્મ–શક્તિ વ્યવહાર સાથેનો થયો ગણાય.

### તેની વિગત.

બીજે દરજ્જે જોઇશુ તો –શક્તિનો એકબીજાના શરીરની શક્તિ પ્રત્યે શો વ્યાપાર, કયા કાર્યો ઉત્પન્ન કરવાપણું, અને અંતિમ પરિણામ કેવા પ્રકારનું એ વાત વિજ્ઞાનમા છે, તેથી અધિક અંશે અગર જોકે તત્ત્વજ્ઞાનમાં છે, છતા જમાનાની તાસીરને કારણે તત્ત્વજ્ઞાનના રદીઆમાં પ્રત્યક્ષ પ્રમાણ મુખ્ય અંશે ન આવે અને વિજ્ઞાન (પદાર્થોનું)મા પ્રયોગોદ્વારા આમ થઇ શકે તો વિજ્ઞાનનેજ વળગી રહી લાભાલાભની તુલના કરવી ઉચિત લાગશે. રોગોનું ચેપીપણું, મરકીનું ઉડી ચેપ વળગાડવાપણું અ

બર માત્ર સ્પર્શથી ચેપ લાગવાપણું; ઝેરીતાવ, ક્ષયનો તાવ વગેરે દરદો જેને હાલના નવા શોધો પ્રમાણે અમુક અંશે ચેપવાળાં દરદો ગણ્યાં છે, તે શરીરની ઉષ્મા કે ઉષ્ણત્વશક્તિનો પ્રભાવ; તેની ઉત્પત્તિ અન્નદ્વારા; અને તે અંનનું સ્થૂળસ્વરૂપ, છતાં સૂક્ષ્મ અસર; સૂક્ષ્મતર પ્રભાવ; અને વિસ્તાર થતાં સૂક્ષ્મતમ પરિણામ આવે છે. રોટી વ્યવહાર એટલે અંનનો સંસર્ગ–સંસ્પર્શ–અન્નથી જે "શક્તિ" ઉત્પન્ન થાય છે, અંનથી જે "રેતસ્"–જનનશક્તિ ધારણ શક્તિ ઇત્યાદિ ઉત્પન્ન થાય છે તે બધીને મલિન થવા ન દેવા માટે દુર્ગુણોમાં અન્યાયની વૃત્તિથી પારકી સ્ત્રી સાથે સંભોગ કરવાનો દુર્ગુણ અધમ ગણેલ છે. સંતતિની મલિનતા, અનેક પ્રાણીઓની મલિનતા આવી જાય માટે અંનને ઇષ્ટ દેવ માનવામા આવ્યો છે. ગીતાનું મહા વાક્ય કે જેમાં અંન એ જન્મ પુનર્જન્મ સફળ કરવા સમર્થ છે તે કદાપિ આ સ્થળે દૂર રાખી–તેનો ભાવાર્થ એ છે કે યજ્ઞની આહુતિથી પર્જન્ય, પર્જન્યથી અન્નઃ અંનથી સર્વ ભૂત પ્રાણી માત્ર ઉત્પન્ન થાય છે–આગળ વધીએ તોપણ પદાર્થ વિજ્ઞાન બીજું શું સમર્થીત કરે છે? સ્પર્શાસ્પર્શનો બાધ નથી એવી જ્ઞાતિઓ પણ અંનને કેવી સ્વચ્છ રીતે રાખવા સતત પ્રયાસ કર્યા કરે છે? જલને દૂધને ગળીને, ઉકાળીને વગેરે અનેક પરિસ્થિત, રૂપાંતર ગુણાતર કરીને ઉપયોગમાં લે છે તેનું પણ બીજુ કાંઇ કારણ આપી શકાય?

## ઉહાપોહ.

હવે આ પ્રમાણે રોટી વ્યવહારનું સત્ય છે અને તેમાં સાવચેતીથી દરેક માણસે દરેક બીજા સાથે વર્તવાનું આવશ્યક છે તો પછી બેટી વ્યવહારમાં કૈમુતિક ન્યાયે હોય તો કાંઇ આશ્ચર્ય નથી. પુરાણા યુગોમાં આવી વાડો રચવા પ્રયાસ ન કરાય તો અમૂલ્ય પુષ્પો અને ફુલોને સ્વચ્છતાથી સંરક્ષણ કરાય તે દરમીઆન લુટી ન લે અગર તેનો છેદ કરી તેજ ક્ષણે કે પછી ગમે ત્યારે દુરૂપયોગ કે નાશ ન કરે તેની શી ખાત્રી? એવા હલ્લા હુમલા સામે જ્ઞાતિરૂપી વાડ છે એમ સમજવાનું હોઇ, આ રક્ષણરૂપી લાભ માની કેટલાક ડાહ્યા માણસો તે વિષે પોતાના અભિપ્રાયમાં કેવળ ગર્હણા વૃતિ આવવા દેતા નથી. ધંધો કરવો એ પણ જરૂરનું છે; આજીવિકાને અનુકૂળ ધંધોજ કરવો એ સર્વનું કામ છે, અને કુટુંબનો

પાતે નિભાવ કરી શકે એવો ધંધો પસંદ કરવો. સર્વનો સ્વતંત્ર ધર્મ હોઇ તેની પસંદગી પણ સ્વચ્છંદ રીતે કરાય તો ઠીક એવું પણ દરેક માને છે. પરંતુ સામાજીક સુખ માટે કેટલું આવશ્યક; કેટલું પ્રત્યેક વ્યક્તિ સ્વતંત્ર રીતે કરવા મુખત્યાર છે અને કેટલું સામાજીક ધારા ધોરણને અનુકુળ રહી વ્યક્તિને વર્તવાનું છે, તે સંબધે જોવામા પાશ્ચાત્ય દેશોમાં સામાજીક શાસ્ત્રીઓ–Sociology ના વેત્તાઓ-માં પણ મતભેદ છે તેવામાં પૂર્વ દેશમાં સમાજનાં ધોરણો સુવ્યવસ્થિત હોઇ, તેમા બગાડ, ગભરાટ, અંધાધુંધી કે મારામારી એટલી ઉગ્ર સ્વરૂપમા નથી ચાલી રહી કે જેને પરિણામે “ રાજા પ્રજામા ભેદ નહિં ” એવું માન્યતાનું સૂત્ર ગણાએલ બહાર પ્રદર્શિત થયું હોય. ધધામાં પણ અમુક ધંધો અમુકે પસંદ કરવો એવી સખ્ત હદ બાંધવી, કે બીજી તરફથી જોતા ગમે તે ધધો ગમે તે માણસ પસદ કરે, એવી મોકળી છૂટ મૂકવી તેને માટે વ્યવહારમાં પ્રમાણ હાલના કાળમા કાંઇ આપી શકાય નહિ, તેનુ કારણ એ કે પરિસીમાની Extreme વાત બધે બાધકારક હોય છે તે પ્રમાણે આ વિષયમા પણ સમજી લેવુ. રાજાનો દીકરો લુહાર, સુતાર વગેરેનું કામ કરતાં પશ્ચિમમાં ખોટી શરમને વશ ન થાય, પરતુ રસ્તા વાળવાનું કામ કરવાને કોઇ ઉમરાવનો દીકરો કે સુતાર, લુહાર પણ જવા તો ખુશી ન હોય એટલુંજ નહિં પણ તેના વિચારમાં એ વાત જતા તે તરફ તેના મનમા જલદી તિરસ્કાર પેદા થઇ આવશે એ સ્વાભાવિક છે.

ધધા ડુબાવવા નહિં પણ તારવા; કળાહુન્નરને પુષ્કળ ઉત્તેજન આપવું, દેશના ઉદ્યોગને પુનરૂજ્જીવિત કરવા,–વગેરે વાતોને પ્રયોગમા કે અમલમા મૂકવા જતાં પરિણામે “ લેને ગઇ પૂત ને ખોઇ આઇ ખસમ ” નો ન્યાય લાગુ ન પડે, તે બાબતની સાવચેતી પૂર્ણ પ્રથમથી રાખવાની જરૂર છે, કારણકે જ્ઞાતિનાં બધનો તોડવા જતા, ધધાનો સ્પષ્ઠ અને ઘણો ઉદ્ધાર થશે એ મત ધરાવી અંત્યજને કે ગમે તે તેના જેવી પારસીઓ, ચમાર, ઢેઢ વગેરેની કોમોની પ્રારભમા અલગ નિશાળો કાઢવાનાં આવે અને તેવા ઉત્તેજનથી તેઓ ધધો ગમે તે બીજા પ્રકારનો કે પોતાના બાપદાદાથી ઉતરેલો પણ અધિક સારી રીતે કરી શકશે એ માન્યતા રાખવામાં આવે, તો એટલું જોવાનું છે કે તેઓનામાં આવા ભણવાના ઉત્તેજિત પ્રયાસમા પડયા પછી ૧૦૦ એ ૧૦૦ ટકા પોતાનોજ ધધો

કરશે તેની ખાત્રી નથી એ સિદ્ધ છે–અને એમ ન રહે તેમાંજ પ્રયાસનું પ્રાથમિક સાફલ્ય સમાયું છે. પરિણામે થવાની અર્થાત્ પશ્ચિમના દેશોની જેમ ધંધાદારીઓ અને મુડીવાળાઓની એટલે પૈસાદાર શાહુકારોની હક–પ્રાપ્તિ માટે કાયમ મારામારી થવાની સંભવિત વાત ન માની શકાય? જો માની શકાય તો જે જાતિબંધી તોડીને, સ્પર્શાસ્પર્શનો નાશ કરીને ઐક્ય સિદ્ધ કરવા તરફ પ્રયત્ન કરાય છે, તે ઐક્યને બદલે કુસંપ, કલેશ અને કલ્પાત પ્રવેશ કરશે તો પ્રજાનું ઐક્ય કયાંથી સંપાદિત થશે? "મારો લાકડાનો કટકો જે દેવ તરીકે આપ્યો હતો જેને બદલે અજ્ઞાનતાથી સારી આશા ખોટી સમજણવાળી ધરાવી બતક કે બગલા રૂપી દેવ માગ્યો હતો તે હે પરમેશ્વર તું પાછો લઈ, તેનો તે લાકડાનો કટકો પાછો આપવા કૃપા થાય તો ઠીક.' એમ કહેવા વારો તો નહિં આવે! એવા અનેક વીચારથી હાલ તો મન પાછું હઠે છે અને વૃત્તિ સંકોચાય છે તથા ડાહ્યા માથા વિચારવંત રીતે આનાકાની કરે છે, એમ જોવામા કોઇ કોઇ સ્થળે તો આવે છે.

## અવનદ્ધાક્ષ રીતે પગલાં ન ભરવાં; કારણકે તેમાં નીતિ નથી.

એકાએક સામાજીક વ્યવસ્થાનુ રૂપાતર કરવામાં ઐતિહાસિક પરંપરાનો વિચ્છેદ કર્યાનુ પાતક વ્હોરાય છે, એના રૂપી ઉદ્ભવતી હાનિનો વિચાર જરા કરી જોઇએ વેદના સમયમા જ્યારે બહારની સૃષ્ટિનાં પ્રદર્શનો અને અનેક બીજાં અંગોમા પરમશ્વર સમાયુ હતુ ત્યારે સ્પર્શાસ્પર્શ ભાવ લગભગ બીલકુલ નહતો એમ કહી શકાય, પરંતુ બ્રાહ્મણો રચાયા એટલે કર્મકાંડ માર્ગ પ્રચલિત થયો ત્યારે બહારની સૃષ્ટિના દેખાવો રૂપી દેવોનું અધિષ્ઠાન અંતઃસ્થિત ઈંદ્રિયો વગેરે બની, અને તેની આરાધના માટે જે પંચભૂતોના ઉપસ્કર–સાધન દ્રવ્યો–ની અપેક્ષા તે વખતે હતી તેનો ઉપનિષદ્ના સમયમાં લોપ થયો અને મન વડે, બુદ્ધિ વડે અંતઃશુદ્ધિની પ્રાપ્તિ કરવી એ વાત મુખ્ય થઇ પડી. આવે સમયે પણ જે કાંઇ થોડે ઘણે દરજ્જે બહારના પદાર્થોને પવિત્ર કે શુદ્ધ કરવાનું બ્રાહ્મણો–એટલે વેદ ઉપર લખાયેલ ટીકાઓ–વિવરણો–ના સમયમા હશે તે પણ અદ્રશ્ય થતું ગયું. આવું હતું ત્યારે માણસે માણસમાં સ્પર્શાસ્પર્શ ભાવ એવો બહાર પડવાને તો શેનોજ સમર્થ હોય! પરંતુ તે પછી બુદ્ધ થયો; વર્ણાશ્રમો હતાં તે હતાંજ, પણ તેને તોડવાના પ્રયાસો કર્યા; અને

પરિણામે સૂત્રોમાં (શ્રૌત તથા સ્માર્ત) તેની વિરૂદ્ધ પ્રયત્નો થવા લાગતાં, ધારા ધોરણો અધિક વિસ્તૃત અને સખ્ત પ્રકારના થયા. વ્યવહાર દ્રષ્ટિએ એ બ્રાહ્મણોએ જોયું કે સંરક્ષણ માટે કિલ્લો રચવાની જરૂર છે, પાર માર્થિક દ્રષ્ટિએ જાણ્યું કે મનની શુદ્ધિ તો વર્ણાશ્રમના ધર્મો જળવાય તોજ થઇ શકે; માટે શુદ્ધાશુદ્ધ ગૌચાગૌચ વગેરેના નિયમો રચ્યા. અને તેજ દરમીઆનમા લોહી વિકૃતિઓ, પતિત-લગ્નો ઇત્યાદિ અનિષ્ટ કર્મો પણ થવા માંડયાં, અને ધર્મના પાયા દ્વિગુણિત દ્રઢતા અને મજબૂતીથી રચાયા. હવે સરળ અને સ્હેલા રસ્તા લેવાનું ઘણાખરાને મન થાય છે કારણકે મુશ્કેલ અને વિકટ રસ્તે વિઘ્નો નડે છે, સાહસ ઘણું ખેડવુ પડે છે–Facilis Descensus Averni–ગંગા નદી શિવના માથામાંથી સ્વર્ગમાં આવી ત્યારે એટલી પતિત બની; પછી ત્યાંથી મહીધર-પર્વત-હિમાલયમા આવી અને તે પછી પૃથ્વી ઉપર આવી, એ માત્ર દ્રષ્ટાંતથી સિદ્ધાત એ બન્યો કે એ વીટેકની મર્યાદામાંથી એક પગલુ નીચે જતાં કયા અટકાશે તે કહી શકાતું નથી. લાપડી કળ પડે ત્યારે ગમે તેમ તાળુ ઉઘડે અને દેવાય પણ સખ્ત હોય ત્યારે જોર કરાવે. આ ચાર નિયમો જાળવવા પડે લગ્નવિધિ વ્યવહાર વિકટતાવાળો ન હોય. ગમે તેની સાથે ખાઇપી લેવાનુ હોય, ત્યારે તેવા સરળ માર્ગે જવા માટે ઘણા તત્પર થાય. તે પ્રમાણે હિંદુસ્થાનમાં હાલ પણ શુદ્રની સંખ્યા ઘણી વધી ગઇ છે, અને શુદ્રમા પણ ભાગ, વિભાગ, પેટાવિભાગ ઇત્યાદિ અસંખ્ય છે, તે દક્ષિણ હિંદુસ્થાનની પ્રજા વિષે અધિક બારીક અધ્યયન કરવાથી ખાત્રી થાય છે.

### ભેદ સર્વત્ર હોવાથી વિગાગીને લાભ મેળવવા દોડવું.

ધર્મ અને ધંધાથી સ્પર્શાસ્પર્શ ભાવ ઉદ્ભવે છે અને જ્ઞાતિ-બંધન જામે છે, ઉછરે છે, ઉત્તેજન પામે છે, ટકી રહે છે, ઇત્યાદિ અવસ્થાઓમાં રૂપાંતર બને છે. હવે પ્રોટેસ્ટંટ ધર્મ અને કેથોલીક ધર્મ એમ ખ્રીસ્તી ધર્મના-પેટા વિભાગો હાલ દૂર રાખી બોલીએ તોપણ-જે મુખ્ય પંથો છે, તેમા રોટીની વાત પણ હાલ અલગ ગણીએ, તો પછી બેટી વ્યવહાર તેઓ. બેમા નિર્બાધિત રીતે થઇ શકે છે? કારણ શું? ધર્મ-ભેદ એટલે અમુક મનના અભિપ્રાય અને તનના આચારો અર્થાત્ વિચાર અને આચારનો ભેદ. આજ કારણ છે એમ માની લેવું યોગ્ય હોય તો ઇષ્ટાપત્તિ

છે. ધંધાનો ભેદ યુરોપમાં સામાજીક સંસ્થામાં કે રાજકીય સંસ્થામાં ભેદ ઉત્પન્ન કરે છે. સામાન્ય વર્ગ અને ઉમરાવનો વર્ગ "રોટી બેટી" બંને વ્યવહાર છૂટથી રાખે ખરા? પશ્ચિમમા વગર જ્ઞાતિબંધને જો કદિ રોટી તથા બેટી બંને વ્યવહારો નથી રખાતા, જો પરદેશ કે દેશ ગમે તે સ્થળે હોવા છતાં ત્યાંના લોકો એટલી છૂટનો બીજી રીતે લાભ ભોગવતા છતાં, આ સબંધ પ્રતિબંધ ચુસ્ત રહીને પાળે છે એમ પ્રત્યેક મોટાં ખાણાં વગેરેને પ્રસગે જોવાય છે તો તેમાં લાભાલાભ કેટલો હોવો જોઇએ, એ અનુમાન કરવું વિષમ ગણી શકાય? અન્નને સંબંધે ઉપર બતાવ્યા મુજબ પ્રાણીઓ પણ-બારીક અવલોકન કરતાં લાગશે કે-કોઇ કોઇ સ્થળે નિયમ પાળે છે, અને પશ્ચિમ તરફ પણ પાળે છે, તો હાલના આપણા સંપ્રદાયે મુકરર કરેલ સારા રસ્તાનું નિકંદન કાઢી, તેના લાભો દૂર કરી, બીજા નહિં અનુભવાતા રસ્તા પ્રચારમાં લાવવાથી શો પ્રજા વર્ગ કે સમાજને લાભ, એ સિદ્ધ કરવાનું તો નવા માર્ગના દાખલ કરનાર ઉપર સિદ્ધાંતના બોજા તરીકે વહન કર્મ રહે છે. ધંધાનો વ્યવહાર કદાપિ ઘડીભર માની લઇએ કે એકાકાર, સ્વચ્છંદથી કરી શકાય એવો, અવરોધ કે પ્રતિબંધ વિનાનો કરી મૂકીએ, તો તે પ્રકારની છૂટ કે સ્વતંતંત્રતાથી આર્થીક રીતે લાભાલાભ શા થાય છે તે પણ આપણી સંસ્થાના નિરીક્ષણ સમયે દિગ્દર્શન કરાવ્યાની જેમ જોઇ લીધું; તોપણ તેની છૂટ કદાપિ સહન થાય. છતા આ રોટી-બેટીના વ્યવહાર માટે કયા દેશમાં અનુજ્ઞા છે? ભેદ સર્વત્ર છે, અભેદ કઇ પ્રજામાં અમંત રીતે છે; એ વાત જરા બારીકીથી જોયા પછીજ નક્કી કરી શકાય છે; પણ તેમ કરવાનું અહિં અમુક અંશે અપ્રાસંગિક ગણાય માટે ન કરવો ઉચિત લાગે છે. ધંધાની જો હિંદુસ્થાનમાં છૂટ હત અને જેને જે ફાવે તે ધંધા પસન્ન કરવાને આગલા જમાનાઓમાં લોકોને પરવાનગી હત કે પ્રતિબંધ ન હત; તો હિંદુસ્થાનના અનેક યુગો ઇતિહાસની આરશીમાં જોયા પછી એમ નથી લાગતું કે હાલના ઉદ્યોગ-કળા-હુન્નરના ઉદ્ધાર-યુગમાં એવા સજીવન લગભગ બધા ધંધાઓ માલમ પડત ખરા? ધંધાને માટે હાલના યુગમાં હતી અને છે તેના કરતા અધિક છૂટ કે સ્વતંત્રતા હોવી જોઇએ, આ વાત ડાહપણની અમુક અંશે બેશક ગણાય, પણ તેની હદ મુકરર કર્યા પછી તેમાં છેવટનો નિર્ણય કરાય અને તેને સંબંધે લાભાલાભનો નિશ્ચય કરાય, પછી તે સ્તુતિ કે ગર્હણાપાત્ર એમ કહી શકાય.

## આર્થીક વાદ.

આ સંબંધે પણ ઘણા વિચારો કરવાના છે. કેવળ અર્થશાસ્ત્રજ પ્રમાણ ગણી લેવાય તે પહેલાં એવો એક દ્રષ્ટાંત તરીકે વિચાર કરવો ઘટે છે કે: અપવાદનો વિચાર દૂર રાખવો, પણ સામાન્ય નિયમ તરીકે જોતાં કારીગર, કળાવાન કે હુનરી પુરૂષ બાપદાદાના ધંધામાં ચાતુર્યવળી અને અનુપમ કૃતિ ઉત્પન્ન કરી શકાશે કે નવા પસંદ કરેલ ધંધામા? આનો જવાબ એમ કહેવામાં આવે કે સઘળું કેળવવાથી એટલે ધંધાની કેળવણીથી બની શકે છે; માટે આ તો નિરર્થક કોટિ છે તો એટલુંજ કહેવાનું કે અત્યારે વિશમી સદીમાં જ્યારે ઉદ્યોગની ચારે પાસા આવશ્યકતા છે એવી બૂમ સંભળાય છે ત્યારે બાપદાદાથી ઉતરી આવતા ધધાનું સંરક્ષણ કરનાર જે થોડા ઘણા ટકી રહ્યા છે તે ન હત તો એ પુનરૂદ્ધાર થતા કેટલી વિષમતા નડત ! ! અને અલબત્ત એ પણ સ્મરણમા રાખી મૂકવાનું છે કે લોહીના વારસામાં આવેલી ધંધા માટની કાબેલીઅત, તે ધધો નવો શિખી કૌશલ્ય ઉત્પન્ન કરનારના કરતાં પચાણુ ટકા વધારે સારી થવાની વકી છે એમ બુદ્ધિના માર્ગો પ્રકાશ પાડે છે વળી એકન એક ધધામા ચુસ્ત રહેવું તેનાથી તે ધંધાની માહ ચતુરઈ ખાસ ઉંચા પ્રકારની આવે છે, કે જેને Skilled labour ચતુરાઈવાળી મહેનત અર્થશાસ્ત્રમાં ગણે છે. એ બધાની સાથે ધંધાનો ઇજારો રાખ્યાની જેમ વર્ત અને પતિબધ અનેક જાતિના પાળે તેથી થતા ગેરલાભ તો સતત્ર વર્ણન કરવાની હાલ સ્તુત્ય પ્રથા પડી (Fashion) છે, માટે જે બાજુ ઉપર અધિક પ્રકાશ નથી પડતું તેજ બાજુ ઉપર દૂરથી પ્રકાશ પાડવની જરૂર છે, તો તેજ કર્યું માટે ક્ષંતવ્ય ગણાશે.

## ધાર્મિક વાદ.

હિંદુસ્થાનના પુરાણ કાળના ઇતિહાસ વિષે જુદા જુદા વિદ્વાનોનો જુદો જુદો મત છે: તે આપણે ઉપર એક પ્રસંગે જોયું. એક સ્થળે એમ કહે છે કે—જ્યારે મનુષ્યજાતિ પાપ કરવામા આનદ માનતી થઈ ત્યારથી જાતિ વિભાગ બન્યા અને સ્પર્શાસ્પર્શ ભાવ ઉદ્ભવ્યો. ઋગ્વેદની ૧૦ મા મંડળના ૯૦ મ સૂક્તમાં—સત્ત્વ બ્રહ્માના મુખમાંથી નિકળ્યું; રજસ્ છાતીમાથી; તમસ જંઘામાંથી અને બીજા ગુણો (બીજા ગુણોવાળી પ્રજા જાતિઓ) તેના પગમાંથી. વળી બીજી તરફથી આ વાતની અર્વાચીન કૃતિ છે એ સંબંધે છણાછણી કરતા. ત્રેતાના સમયમાં થઈ ગયેલ

"પુરૂરવસ્" જ્ઞાતીભેદનો કરનાર હતો, એમ પણ ઠરાવનાર પશ્ચિમના વિદ્વાનોમાં કોઇક ("બન્સેન" નામક વગેરે) છે. કોઇક કહે છે:- "વાયુ પુરાણ" પ્રમાણે ગમે તે પ્રસંગે હોય પણ ત્રેતાયુગમાં જ્ઞાતી વિભાગો વધ્યા; કારણકે તે યુગ જ્ઞાન-યુગ ગણાયો છે; અને તે વખતે શુદ્ધા શુદ્ધ સ્વરૂપની ઘણી આવશ્યકતા હોય. વળી બીજું એમ કહેણુ છે કે.-"રામાયણ" ને આધારે ચાર યુગોમાં ગમે ત્યારે જ્ઞાતિ-બંધનો ઉત્પન્ન થયા; પણ તેમા ધર્મનો માર્ગ લાવવાનો મુદ્દો મુખ્ય હોઇ સ્પર્શાસ્પર્શ ભાવ, શૌચાશૌચ ભાવ ઇત્યાદિનો બાધ દાખલ કરવામાં આવ્યો. હવે આવા મતભેદ ગમે તેટલા હો પણ તેવાં બધનો રચવામાં લાભની પ્રાપ્તિ તથા હાનિને દૂર રાખવાની વાત, એજ મુદ્દો હશે, એવું અનુમાન તો તે કાળને માટે સર્વ કોઇ કરી શકશે. કારણકે આવાં બંધનો અને પ્રતિબંધનો કાંઇ ખાસ અલગ રાખવાના હેતુથી અગર જનસમુદાયમાં કેવળ પૃથગ ભાવ કે કુસંપ કે અપકીર્તી કોઇ પ્રકારની પ્રવેશ કરાવવાના હેતુથી થયા ન હોવાં જોઇએ, અલબત તેનાથી આડકત્રી રીતે અમુક આચાર-વિચાર વાળાને અધિક ફળ પ્રાપ્તિ અધિક આર્થીક-લાભ, અધિક લૌકિક-યશ મળે એ પરિણામ આવ્યું તેની ના નથી, પરંતુ બીજા જે લોકો લાંપડી નીતિ કરી, પતિત ભાવનાનો સંભાર ભરી અવળે માર્ગે ચાલતા હતા તેના શીક્ષા કરવાના હેતુથી આ થયું હતું એમ તે કાળને માટે તો હરકોઇને લાગે છે. તે ઉપરાંત વળી બીજી તરફથી "શાંતિપર્વ"ની કેટલીક હકીકત તપાસતાં સહજ ભાન થાય છે કે, જ્ઞાતિના બધનો કેટલીક વાર પરંપરા કે સંપ્રદાયને પણ અપવાદ તરીકે દૂર મૂકે છે અને આચાર વિચારથી શુદ્ધ મેળવનારને લાભજ થાય છે, હાની ટળે છે. જ્યારે વેદો રચાયા (?) કે માણસના જ્ઞાનનો વીષય બન્યા, ત્યારે ઘણા પુરોહિતો બ્રાહ્મણ જ્ઞાતિ ન હોવા છતાં તે ક્રિયા, ધર્મ કાર્યો વગેરે કરાવતા અને તેવીજ રીતે જે કોઇ ઉગ્ર તપ, ઉગ્ર શ્રદ્ધા, ઉગ્ર શુદ્ધ અંતઃકરણની ભાવના વડે વર્તન કરે તેઓને ઉચ્ચ પદે વિરાજીત કરે એ વાત પણ સ્પષ્ટ માલમ પડે છે.

## ઉત્પત્તિ-વ્યુત્પત્તિ.

એ લાભાલાભ સંબંધે હકીકત થઇ. વળી "જેમ્સ મીલ"નો અભિપ્રાય તપાસીશું તો લાગશે કે જો સ્પર્શાસ્પર્શ ભાવ ધંધાથી પેદા થાય છે; રોટી બેટી વ્યવહાર ધંધાને કારણે અમલમા આવે છે અને જ્ઞાતિનાં

બંધનો કરનાર ધંધો તથા ધર્મ બંને છે, તો આપણી સાદી, સરળ, શુદ્ધ ભાષામાં પ્રથમ તો બે સિદ્ધાંત નક્કી થયાં: (૧) ધંધો તથા ધર્મ-જ્ઞાતિ કે સ્પર્શાસ્પર્શનાં કારણો; (૧) ધંધો+ધર્મ=ધાર્મીક-લૌકિક-વ્યવહાર એટલે= આચાર-વિચાર. બીજું (૨) સ્પર્શાસ્પર્શ=શુદ્ધિ અશુદ્ધિ=આચાર-વિચાર=જ્ઞાતિ-જાતિ-ભેદ; (૨) સ્પર્શાસ્પર્શ=રોટી-બેટી વ્યવહાર. હવે જેમ્સ મીલનો મત એવો છે કે.—પ્રથમ જે યુગમાં આવા ભેદ-વિભાગ બન્યા હશે ત્યારે તેનો રચનાર કોઈ શાસ્ત્રકાર કે કાયદા કર નાર કે સમાજનો સુધારો કરનાર હોવો જોઈએ; કારણકે તેમ વિભાગ કરતાં પહેલાં તેને અવશ્ય આવા નિયત ભેદમાં જે આર્થીક ને વ્યાવહારિક લાભો સમાયા છે તેનું પૂર્ણ ભાન થયું હશે, કે આવા નિયમિત ધંધાના વિભાગો-મહેનતના હિસ્સાના વિભાગોથી લાભજ થાય છે તે એવું માને છે કે વેદનો સમય દૈવી દુ:ખો સહન કરવાનો હોઈ, બ્રાહ્મણો તે દુ:ખ માંથી છોડવવામાં સમર્થ ગણાયા, તેથી તેઓનું ઉચ્ચતમ પદ ગણાયું તે પછીના યુગમા મનુષ્યો સાથે વિગ્રહ ચાલ્યો અને તેમા ક્ષત્રિયોના પરા ક્રમથી રક્ષણ કરાય માટે તેમને બીજું સ્થાન મળયું.

## મતાંતર.

હીરેન તથા કૅલપરોથ એમ વાદ કરે છે કે જ્ઞાતિભેદ કે ધંધાનો ભેદ તે મૂળ પ્રકૃતિથીજ જે પ્રજા-ભેદ હતો તેને લીધે થયો માનવો, કારણકે જેમ ઉંચો વર્ણ તેમ ખુબસુરતી વધારે; માટે જે અલગતા કુદરતે રાખી છે તે અલગતા રાખે જવાથી લાભ હોવો જોઈએ, એવી માન્યતા કરાય! બ્રાહ્મણોનુ સ્વચ્છ, નિર્મળ અને પ્રમાણમાં રહેલ મુખ અને શુદ્રનું મુખ અલગ પડી જાય છે, માટે વ્યપહારમા પણ તદનુસાર ભેદ હોય તો વાંધો નહિં! સ્પેનિશ "ક્રીઓલ" એવીજ રીતે "પિરૂવીઅન" લોકોથી અલગ વ્યવહાર રાખે છે અને એવોજ મુખમાં પણ ભેદ છે.

## ભુલની તારવણી.

બેનજામીન કૉન્સ્ટંટ એમ બતાવે છે કે:—જ્ઞાતિના બંધારણનો આધાર-અમુક માણસોને શિર ચોટેલ અનિવાર્ય કલંક માટે સારા માણ સોના મગજમાં જે ધાર્મીક વિચારો આવ્યા હોય તેની ઉપર રહે છે, તેની સાથે એ પણ ખરૂં કે અમુક કાર્યો, વિધિઓ અને ધાર્મીક આચરણો

અમુક વર્ગજ કરે એવા સામાજીક સુખને માટે થયેલ વિચાર ઉપર પણ આધાર રહેલ માની લેવાય. શારીરિક શુદ્ધ, દૈહિક સ્વચ્છતા, સ્થુળ નિર્મળતા એ કારણે મોઝીઝના નિયમોમાં અમુક બંધારણુજ બહાર લાવી મૂક્યું છે, તે હરકોઇના જાણવામાં હશે. આ ઉપર કહેલ વાતને વિસ્તારથી બતાવે છે કે:—ધંધા વેપારમાં જેમ જેમ દિન પ્રતિદિન માણુસનો વ્યવહાર વધતો જાય છે તેમ તેમ આ માર્ગ અશુદ્ધિનો, આ કાર્ય અસ્વચ્છતાનું, આ રસ્તે પવિત્રતા નથી જળવાતી–એવા વિચારો ઉત્પન્ન થવાના અનેક પ્રસંગો આવી લાગવાથી, તે પ્રમાણે કરનાર ઉપર છેવટે નિયમ તરીકે કલંક લાગે છે, અને તે માર્ગેથી અમુક લોકો ચેતવણી આપ્યા છતાં પાછા નથી આવતા ત્યારે કલંક સુદૃઢ ચોટે છે, તેમાં કેટલીક અતિશયોક્તિવાળી બીકથી કલ્પનાને આધારે અશુદ્ધિની લાગણી આવી જાય એમ પણ બનવા સંભવ છે. એવે વખતે સ્વચ્છતા, શુદ્ધ–ભાવ, પવિત્રતા વગેરેના ધારા ધોરણો બનાવવાનું જેનું કામ હોય તે તેના ઉલ્લંઘન કરનાર કે કરશે એવા પુરૂષો માટે સખ્તી વાપરે, પૃથગભાવ વધારે તો તેમા અશક્ય જેવું નથી.

"ઉતાવળા સો બ્હાવરા."

વળી *મેકલીઆડ એવું માને છે કે–જ્ઞાતી બંધનનાં અંગભૂત બે કારણો હોય–(૧) એક તો એવો વિચાર કે ઇશ્વરી સામ્રાજ્ય આપણી જગતમાં સ્થિતિ મુકરર કરી આપે છે, (૨) જગતમાં સાહાયક ભાવ, અને મહેનતમાં સાથીપણું ભાઇ ભાઇનો નાતો આપણે રાખીએ તોજ ઉપયોગી થવાય અને સુખ મળે. હવે આ મહેનતમાં ભ્રાતૃભાવ તો ધંધા માટે જો જ્ઞાતિ–જેવાં બંધનો આવી અમુક મંડળમાં અમુક વ્યકિતને સ્થાપિત કરે તોજ સફળ બને, અર્થાત્ ભ્રાતૃભાવ ધંધામાં આખી જગત માટે નજ બની શકે. એવી ઉચ્ચ ભાવના ધરાવવી એ સહુ કોઇને માટે શ્રેયસ્કર ગણાય; પરંતુ પ્રયોગમાં સામાન્ય વ્યવહારમાં અમલમાં મૂકવા માટે તો અમુક વ્યકિતઓને ઉદ્દેશીનેજ એ ચરિતાર્થ બની શકે. આખી જગત્‌ના ઉપયોગ માટે અવકાશ દેનારી શાળા કે ધંધાદારીની અમુક જગ્યા ગણાય તોપણ અમુક શખ્સો શિવાય બીજાને તેનો લાભ એક અગર બીજા કારણે નથી મળી શકતો તે આપણે સર્વદા વ્યવહારમાં જોઇ

* Peeps at the Far East, P. 186.

શકાય છે; તો અનુભવ સિદ્ધ વાત હોઇ તે પુરાણા યોગોમાં ધંધા માટે ચોક્કસ હદ પ્રથમથીજ નિર્માણ કરી કે ધંધાનાં બંધનો અમુક અમુક પાળવાં; પરિણામે પરંપરા બંધાઇ, સંપ્રદાયો થયા અને હાલ જોઇએ છીએ તેવાં અનિષ્ટો પણ ઇષ્ટ સાથે સંમિશ્રિત થઇ ગયાં. દાખલા તરીકે શૂદ્રોની ગણત્રી છેક હલકી જ્ઞાતિ તરીકે હશે તોપણ હાલ તેવું નથી અને બુદ્ધના સમયમાં ઘણે અંશે તેવું ન હતું, કારણકે શૂદ્રના રાજાઓ પણ થયેલ છે; શૂદ્રવંશી જમીનદારો પણ હતા, એ વગેરે વાતોનું મનન કરીએ છીએ ત્યારે લાગે છે કે આ પ્રમાણે ધંધાની વાડો રચવાના પ્રથમ તો સારાંજ કારણો હશે અને પાછળથી તેમાં બગાડો થતો ગયો. બગાડો દૂર કરવો એ હાલના સમયનુ કર્તવ્ય હોઇ, તે મુજબ પ્રથમ રાજકીય કાયદો સુધારતા જવાય છે, તે હીંદુઓને માટેનો વીશમા સ તકનો કાયદો Hindu Law તપાસી જોતા સહજ લાગશે· જે કાંઇ સામાજીક સુખ કે રાજકીય સુખને ધોરણે અગવ ડતાવાળું કે અનીષ્ટ પરિણામવાળું હોવાની દૂરથીજ શંકા કરાવે તેવું હોય તેમા ફેરફાર હાલ કરાય છે, તો લાભ એકલાજ રહેશે અને હાનિઓ અદ્રશ્ય થઇ જશે એવી અમર આશા સફળ થવા વખત આવ્યો છે એમ માની લેવાય ખરૂં. લગ્નનો પ્રતિબંધ રખાએલ પેઢીનો મહિમા દાખલા તરીકે હાલની સ્થિતિમા અમુક અંશે મોળો પડયો છે, ૧૮૫૬ નો આકટ-ધારો-વિધવા પુનર્વિવાહની છુટ આપે છે, ઇત્યાદિ જ્ઞાતિનાં બંધનોના અનિષ્ટ સ્થાને ઇષ્ટ સુધારો કરાય છે. પરંતુ જ્યા સુધારો કરવા જતા ઇષ્ટનો પણ અમુક અંશે નાશ થાય તેવો સુધારો વર્જ્ય ગણવો જોઇએ. સ્પર્શાસ્પર્શ દૂર કરવા જતા, ભેળસેળને ઉત્તેજન આપવા જતા, પરિ સ્થિતી થઇ, પારિપ્લવ સમાજમાં આવી જાય અને આર્થીક સંપત્તિ કે સમૃદ્ધિને હાનિ થવા સંભવ રહે તો તેટલે દરજજે એ કાર્ય ન કરવા જેવું ગણાય.

## પુરાણા ઈરાનમાં સ્પર્શાસ્પર્શની વ્યવસ્થા.

બીજા ઘણા ખરા દેશોમાં સ્પર્શાસ્પર્શ ભાવ એટલે રોટી-બેટી-વ્યવ હારનો વાંધો કે છૂટ એ વાતના નિયમો છે, તેને માટે ઉપર પણ પ્રસં ગોપાત્ત કહેલ છે, છતાં જ્યારે સુધારો કરવાનો મમત હોય ત્યારે ચાલ્યા

આવતા રીવાજ કે સંસ્થાને માટે લાભ-હાનિનું તોલન કરવું જોઇએ, અને તેને કારણે બીજા દેશમાં પુરાણા કાળમાં કેવી સ્થિતિ હતી તેની તપાસમા અમુક દાખલાથીજ સંતોષ માની બેસી ન રહેવાય એ સ્વાભાવિક છે. ઝેંદ-અવેસ્તામાં હિંદુસ્થાનનાં ધર્મ-પુસ્તકોની સમાનજ ઇરાની પ્રજાના પુરાણા સમયમાં ચાર વર્ણો હતા તેનાં નામ પણ તેવાંજ છે: (૧) Priests બ્રાહ્મણ-પુરોહિત, (૨) Warriors ક્ષત્રિય, (૩) Agriculturists વૈશ્ય, (૪) Artificers ધંધાદારી-શૂદ્ર તે પછી વળી સાત વિભાગો બતાવ્યા છે. તે ઓર્મઝદના સાત પાશ્વાનોને અનુસરતા નામવાળા છે. એમ પણ કહેલ છે કે કાંઇ ઝોરોએસ્ટર-જરથુસ્તની આ નવીન વિભાગ-કે-ભેદ-રચના ન હતી, પરંતુ જમશીદ-જમશેદ-ના સમયથી આવેલ પરંપરા-ગ્રહિત હતી એમ ગણાય છે. મેજાઇનામક પુરોહિતની જ્ઞાતિના પણ ત્રણ અવાતર વિભાગો (૧) હર્બેદ, (૨) મોબેદ તથા (૩) દસ્તુર મોબેદ અને તેમાં પણ આ ત્રીજો વર્ગજ ઓમઝદ સંબંધી ધર્મ-પુસ્તકો વાંચવાને માટે અધિકાર ધરાવી શકતો, તે વર્ગનાજ માત્ર ભવિષ્ય ભાખી શકતા, પવિત્ર કસ્તી, હવન (નો પ્યાલો-ચમસ) બાસોમ (દર્ભ) ધારણ કરી શકતા. આ ઉપરાંત જેવા વેદમાં "સોમ"નું મહાત્મ્ય તેવુંજ પર્શ્યન-ફારસી-પુસ્તકમાં "હોમ"નું હતું અને ઝેંદ-અવેસ્તામાં જોઇશું તો જે ત્રણ વર્ણો વેદમાં દ્વિજાતીય-વર્ણના છે તેજ હતા; જેવા કે —(૧) અથર્વો, (૨) રથીશ્વો; (૩) વસ્ત્રય અને હજી સુધી પણ પારસી ધર્મમા પુરોહિતનો ધંધો એવોજ ઇજારો ધારણ કરનાર છે, કે પુરોહિતનો દીકરોજ પુરોહિતનો ધંધો કરી શકે. સ્પર્શાસ્પર્શ-ભાવ પણ એટલોજ લગભગ સખ્ત અને દૂરાદૂર ભાવ એટલેજ અંશે પવિત્રતા ઉપર આધાર રાખે છે.

## લંકામાં તેવીજ વ્યવસ્થા.

બુદ્ધ-ધર્મનો પ્રભાવ અધિક અંશે જ્યાં જામ્યો માની શકાય એવા સીલોન કે લંકા દ્વિપમાં નિરીક્ષણ કરશું તો લાગશે કે સીંહાલીઝ લોકોમાં પણ સામાજીક વિભાગ "રોટી-બેટી" ઉપર આધાર રાખે છે; પરંતુ તે ધાર્મીક પ્રથા તરીકે નથી. સર્વે જ્ઞાતિના લોકો પુરોહિતપણું ધારણ કરી શકે છે. માણસ જન્મથી ઉચ્ચનીચ નથી થતો, પણ ઉંચા નીચાં કર્મો આ

ચરણો વગેરે પોતે ઉચોનીચો થાય છે, એ બુદ્ધ-સૂત્ર માં પૂર્ણ કળામાં હજી પ્રકાશ કરે છે; પરંતુ કર્મો, આચારોને લીધે વિભાગ તો સમાજમાં છેજ. ઉપરાંત "મહા વંશ" માં જે બો-વૃક્ષના આરોપણનું વર્ણન છે તેમાં એવું સ્પષ્ટ લખ્યું છે કે: "રથોનો સ્વામી, મહા સ્વામી, મહારાજ એવી આજ્ઞા કરે છે કે: એ વૃક્ષ ચાર ઉંચી કોમોના અને બાકી રહેલ કોમોના આઠ માણસો ઉપાડે" ઇત્યાદી. સીંહાલીઝ લોકોમાં ઉંચામાં ઉંચી જ્ઞાતિનું નામ "ગોઇવંશ" અર્થાત "વૈશ્ય" જેવા એટલે ખેડુતનો ધંધો કરનાર, તે શિવાય તે લોકોમાં વણકર, માછીમાર, સુતાર, લુહાર, ધોબી, વેતરા, કુંભાર, ભંગી વગેરે અવાંતર વિભાગો છે.

## પ્રાચીન કે અર્વાચીન આધાર?

હવે સ્પર્શાસ્પર્શ ભાવ નજ હોવો જોઇએ એમ માની હાલ સુધારો કરવાના પ્રયાસો સબંધે કહેવાની અત્રે જરૂર નથી, કારણકે તેની ઉપાધિ જુદી છે. અને પુરાણા કાળોમાં પુરાણા યુગોમાં જે કાર્ય કારણ ભાવે સ્પર્શાસ્પર્શ ઉત્પન્ન થયુ તે બધાની અપેક્ષિત અને સંપન્ન સામગ્રી જુદી હતી. માટે તત્કાળ-તદ્દેશો ચિત મરત્વે આ હકીકત લાગુ પડતી સમજ વાની છે, અને તે રીતેજ લાભાલાભની વાત કે તારતમ્યતાની તુલનાનો નિર્ણય કરવાનો છે. પુરાણા કાળમાં આવા વિભાગો, આવી જ્ઞાતિઓ, આ ઉપર દર્શાવેલ સ્પર્શાસ્પર્શ-ભાવ ઇત્યાદિ પ્રવર્તન કરી રહેલ, અને તે મિથ્યા થઇ શકયું નહિ એટલુંજ નહિ, પણ તે પ્રવૃતિ લગભગ તે કાળમાં ઘણા ખરા-બલ્કે સઘળા-દેશોમાં અમુક અમુક પ્રકારે અને અમુક અમુક અંશે હતી. તે પણ તપાસ કરતાં ઉપર સ્પષ્ટ જોવાયું. હાલના દેશકાળને ઉદ્દેશીને બોલીએ તોપણ એટલુ તો કહેવુજ પડશે કે ગમે તે દેશમાં જુઓ પણ અમુક પ્રકારના જન-સમાજમાં વિભાગો છે તે પછી આર્થીક ધોરણે કે ધાર્મીક ધોરણે કે શૌચાશૌચને ધોરણે કે કેવળ નિરોગી-રોગી પણાના ધોરણે થયેલ હોય તે અલગ વાત રહે છે. ઉપરાત રોટીનો વ્યવહાર કોઇ સ્થળે તો બેટીનો વ્યવહાર અન્ય સ્થળે બંધ હોય છે. એવા પણ વિભાગો ધારણ કરનાર ઘણા ખરા દેશો છે. પ્રશ્ન એમ કરાય કે સુધરેલ કેળવાએલ પ્રજાઓમાં આવા વિભાગો, સ્પર્શાસ્પર્શ-ભાવ (રોટી-બેટી વ્યવહાર) બધ હોય એવા દેશા આધુનિક કાળમા ઓછા કે

સરેરાસ ટકા કહાડતા અધિક? તે પ્રશ્નનો ઉત્તર ગમે તે આવે તેનું અત્યારે પ્રયોજન નથી, પરંતુ એક આરે વાઘ ને બકરી પાણી પીએ એવા રામરાજ્યમાં સુખની પરિસીમા ગણાય તો એક ઇશ્વરના રાજ્યમાં માણસ માણસનો ભ્રાતૃભાવ અવિચ્છિન્ન, અવિશ્લથ, અવિભેદ્ય ન રહે તો તે જન–સ્વભાવથી વિરૂદ્ધ, પ્રકૃતિના ગુણોની વિપરીતતા અને આપણા જીવન ધર્મોને પૂર્ણ સફળ કરતાં ન આવડયા એમજ ગણવું જોઇએ; પરંતુ એક પાસા આ વિચાર રાખીએ; અને બીજી પાસે એમ જોઇએ કે ઇતિહાસ આવો જીવન ધર્મ સ્થાપિત કરે છે કે એક કુટુંબનાં એક રાજ્યના, એક દેશનાં માણસો વચ્ચે માંહોમાંહે આવી સંસ્થા સફળતાથી ક્રિયા કે વ્યાપાર કાયમ ચલાવી શકશે? વેદાંત જે હિંદુઓનું ધર્મ્મ–કથન, ધર્મ્મ–કરણ અને રાત્રિ–દિવસનું વ્યવહારિક તેમ પારમાર્થીક તત્વ જ્ઞાન છે, તે એમ કહે છે કે અદ્વૈત–ભાવજ સર્વત્ર અબાધત રહેવો જોઇએ, મહાન્ વક્તાઓ, ધુરંધર દેશ સુધારકો વગેરે પણ એમ કહી ગયા છે અને કહેતા જાય છે કે આવો અસત અદ્વૈત–ભાવ માત્ર માનસિક–મૂર્ત્તી Ideal તરીકે રાખી, પ્રયોગમા ધીમે ધીમે, સાવચેતીથી, સારા બળ, અતિદૃઢતા અને સુનિયત વર્યથી, પ્રયાસો કર્યા જશું તો સાફલ્ય–દર્શન કોઇ સ્થળે કોઇ કાળે તો થશેજ એમ માની લેવાય.

## લાભાલાભ વિચાર.

એટલું જોયું કે રોટી–વ્યવહાર પશ્ચિમ દેશોમા કયાક બંધ તો કયાંક બેટી–વ્યવહાર બંધ, એવા વર્ગો છે, પણ તેના કારણ તરીકે "જન્મ" નથી, પરંતુ ધંધો, અગર ધર્મ, કે સામાજીક–વ્યવસ્થા અગર રાજકીય મત–મતાંતર વગેરે લેવાય છે. હવે પરીણામ એકજ છે કારણો–હેતુ દેશકાળને લીધે જુદી જુદી પ્રજામા જુદા છે તો આપણે તો કારણ તથા કાર્ય બંનેના લાભા લાભનો નિશ્ચય કરી આગળ વધવુ એ માર્ગ અનુકુળ છે. કુસંપ ટુંકામાં કોઇ સ્થળે સારો નથી, અને ભ્રાતૃભાવમાં જેટલે અંશે વિઘ્ન કે વાંધો એટલે અંશે, કુસંપનો પ્રવેશ સમજી લેવાય, તે. તેવી સંસ્થા અગર પ્રથા દૂર થાય કે સુધરી જાય એવા સતત પ્રયાસો કરવાની પ્રત્યેકને તેમજ સમુદાયને માથે પવિત્ર ફરજ છે એમ માની લેવાનુ છે કલહ, કલેશ, કુસંપ વગેરે દુત્સિત ક્રિયા કે ભાવ વિના જ્ઞાતિ કે સ્પર્શા સ્પર્શ વિભાગની ઉત્પત્તિ હોઇ શકે નહિ એમ પણ ઘણાનું માનવું

છે, તો તે મૂળ નાશ થાય એવા ઉપાયો પ્રયોજાયાથી છેવટે શાખા, પર્ણ ઇત્યાદિ પોતાની મેળેજ નાશ પામી જવાના એમ સમજી શકાય. વિભાગોને લીધે ગેરલાભ તો થાયજ એ સ્વાભાવિક છે, અને એ વિષય ઉપર વ્યાખ્યાન કરનાર બારીકીથી અવલોકન કરી ચર્ચા બહાર લાવવા ધારે તો તે પણ ઓછી મજબુત ન થાય. ટુંકામા બન્ને બાજુનો ખ્યાલ કરતાં લાગે કે.—લાભ નીચે મુજબ—ઉપર ગણાવેલ પણ સ્મરણમા રાખવાના છે— (૧) એક જ્ઞાતિની વ્યક્તિઓ વચ્ચે સંપ અને ભ્રાતૃભાવ વધે જાય છે, (૨) ધારા—ધોરણ વગેરે સરખી રીતે પળાય છે ક્ષુદ્ર પણ સ્પર્શાસ્પર્શના નિયમો પાળવામાજ માન સમજે છે, (૩) અમુક જાતિનો સુધારો વૃદ્ધિ પામે છે કે જેને પાશ્ચાત્ય સુધારો અને સુધારો ગણે છે, (૪) સ્વચ્છતા, શારીરિક, માનસિક, આભ્યંતરીય, અને ધાર્મિક બાહ્ય શૌચના નિયમો સારા જળવાયાથી એ એ ભાવો પુષ્ટ બને છે, (૫) નૈતિક વર્તન ઉપર અમુક નિયમન તરીકે વર્તે છે, ઇત્યાદિ. હાની પણ એટલેજ અંશે સબળ છે —

**પ્રજાકીય સંમિલન સમાજ—National Conference—નો હેવાલ.**

(૧) જ્ઞાતિ—જ્ઞાતિમા કુસંપ, કલેશ, કલહ પેદા થાય છે, (૨) મજુરી, હાથ મહેનતના સર્વ કામો આપણા દેશમા ગમે તેવા પ્રમાણીક વર્તણુકવાળા અને ઋજુ માર્ગ ગામી હોયતો પણ તિરસ્કારને પાત્ર થાય છે, (૩) દેશ માહેનો તથા દેશ બહારનો વ્યાપાર રોજગાર મંદ પાડનાર નિવડેલ છે, (૪) એથી લગ્નની ગ્રંથિ સાંકડા સમુદાયમા રોકાઇ જઇ, દુર્બલ પ્રજા, શારીરિક સંપત્તિ વિનાની ઉત્પન્ન થાય છે (૫) સુધારાના વિરોધી—ભાવને પુષ્ટિ આપે છે, (૬) પોતાપણુ તથા ચારિત્ર્યનુ સ્વાતંત્ર્ય દબાઇ જાય છે, (૭) બીજા અનિષ્ટ રીવાજો ઉત્પન્ન કરે છે, જેવા કે "બાળલગ્ન," "કન્યા વિક્રય" અર્થાત લગ્ન સમયે કન્યાવાળા વરવાળા પાસેથી અણુ હકના પૈસા પડાવે તે ઇત્યાદિ, (૮) પ્રજાની ઉન્નતિને વણે દરજ્જે અવરોધ કરેલ છે અને કરે છે, ( ) અમુક અમુકને વિદ્યા વગેરેની કેળવણી મળી શકે માટે માનસિક તથા ધાર્મિક ઉદાર અમુક અમુકનોજ થઇ શકે છે, અને બીજા વ્યવહાર દશામા અજ્ઞાન રહે છે, (૧૦) પોતાની મેળે માહોમાહે ગુલામગીરી—દાસત્વ—સેવરાવ્યાને પરિણામે છેવટે પરદેશીનું દાસત્વ સ્વીકારવાનો દેશની પ્રજા સમસ્તને આવ્યો. હવે આ બધાનો વિગતસર ઉહાપોહ કરવો એ આવશ્યક હોવા છતા એક અલગ ગ્રંથ વિસ્તાર જેટલું માપ થઇ જવાની ભીતિ છે, માટે તે વાત બંધ રાખવી ઉચિત લાગે છે.

## સુધારકોનો હાલનો વિચાર.

કેશવચંદ્ર સેનનો મત છે કેઃ-"That Hindu caste is a frightful social scourge no one can deny. It has completely and hopelessly wrecked social unity, harmony and happiness, and for centuries, it has opposed all social progress. But few seem to think that it is not so much as a social but as a religious institution that it has become the great scourge it really is. As a system of absurd social distinctions, it is certainly pernicious. But when we view it on moral grounds it appears as a scandal to conscience and an insult to humanity, and all our moral ideas and sentiments rise to execrate it and to demand its immediate extermination. Caste is the heel work of Hindu Idolatry and the safeguard of Brahmanical priesthood. It is an audacious and sacrilegious violation of God's law of human brotherhood. It makes civil distinctions inviolable divine institutions, and in the name of the Holy God saws perpetual discord and enmity among His children" &c., &c.- "કોઇ પણ માણસ ના નહિં કહી શકે કે હિંદુઓની જ્ઞાતિઓ એક ત્રાસદાયક ચાબુક છે સામાજીક અક્ય, સંપ અને સુખ એ બધાને સંપૂર્ણ રીતે તથા નિરાશ થઇ જવાય તેવી રીતે જ્ઞાતિ-બંધને ભાગી કચરઘાણ વાળયો છે અને સૈકા ને સૈકા સુધી સામાજીક પ્રગતિ-પ્રકર્ષીતગતિ-નો વિરોધ ધારણ કર્યો છે; પણ તે સામાજીક સંસ્થા તરીકે નહિં પરંતુ એક ધાર્મીક બંધારણ તરીકે જાતિ આવા ખરેખર મોટા ચાબકા જેવી ત્રાસદાયક નીવડી છે; તે વાત થોડાજ વિચારતા જણાય છે. અશક્ય સામાજીક ભેદોની સંસ્થા તરીકે તે ખચીત રીતે નુકસાનકારક છે, પરંતુ જ્યારે વળી આપણે તે સંબંધ નૈતિકભૂમિકા ઉપરથી અવલોકન કરીએ ત્યારે તો તે આપણાં અંતઃકરણ ઉપરનાં કલંક જેવું, મનુષ્યત્વને અવમાનરૂપ લાગે છે તથા આપણા સદ્ગુણ

સંબંધી વિચારો તથા લાગણીઓ તે સંપ્રદાયને શાપ દેવા ઉશ્કેરાય છે અને તેની તાત્કાલિક નિકંદન કરવાની માગણી કરે છે. હિંદુ મૂર્તીપૂજાનો એક કિલ્લો તે જ્ઞાતિ છે તથા તે બ્રાહ્મણના ગોરપદાંનો સંરક્ષક છે. મનુષ્યોના ભ્રાતૃભાવનો જે ઇશ્વરી નિયમ તેને ઉદ્ધતપણે તથા અનાસ્તિક્ય રીતે ઉલ્લંઘન કરનાર છે. તે શેહેરની પ્રજા માંહેના ભેદોને અનુલ્લંઘનીય દેવી બંધારણો તરીકે કરી દે છે અને પવિત્ર પરમેશ્વરના નામે કાયમને, કુસંપ તથા શત્રુભાવ તેનાં છોકરાંઓમાં માંહોમાંહે રોપે છે." પ્રથમ અવસ્થામાં જે વર્ણાશ્રમો હતા તે આવા સખ્ત સ્વરૂપમાં ન હતા તે વિષે કાંઇક વિવેચન થઇ ગયું. ॥ચાતુર્વર્ણ્યં મયાસૃષ્ટં ગુણ કર્મ-વિભાગતઃ॥ એ મહાવાક્ય એમ કહે છે કે ચાર વર્ણો પણ ગુણ-કર્મ વડે બન્યા, પરંતુ પછીના યુગોમા જન્મથીજ એ વિભાગો પરંપરા બળે બની રહ્યા, તેને કારણે અનિષ્ટ તેટલે અંશે ઉત્પન્ન થવા પામ્યાનું મનાય છે, એ વગેરે વિચાર સ્વતંત્રતાથી કરવાને બદલે જ્યારે પ્રસ્તુત વિષય પરત્વે આધારો ટાંકવામા અધિક મહાત્મ્ય મમાયું છે ત્યારે તેમ કરવાની અભિરૂચિ ઉત્પન્ન કરી સંતોષ માનવો ઉચિત છે. સ્પર્શાસ્પર્શનાં માઠા પરિણામો છે, તેમાં આનાકાની કરાય તેવું નથી, પરંતુ સારા પણ છે આ સ્થળે હવે વહેતામાં વહન કરવાને ન્યાયે અનિષ્ટનો વિચાર કરીએ -વ્યક્તિ સ્વાતંત્ર્યનો અવકાશ સ્પર્શાસ્પર્શથી ઘણો થોડો રહે છે. જ્યા સમય-મૂર્તી સ્વતંત્રતા સમયોચિત સૂત્ર વ્યક્તિત્વ, ત્યાં આવો અવરોધ લાભપ્રદ નજ મનાય એ સ્વાભાવિક છે હિંદુઓને જ્ઞાતિ-બંધના બંધીવાન ગણ્યા છે તે પણ કેટલાક સાર્થક માને છે. એકબીજાની સાથે દ્રષ્ટથી જમાય નહિં, પાણી વ્યવહાર રાખી શકાય નહિં, બીડી વગેરે ઇષ્ટ વસ્તુઓનો મરજી માફક ઉપયોગ થઇ શકે નહિ, અર્થાત્ ઉપભોગની ન્યૂનતા ઘણી આવી જાય અને વિષય-વાસના તૃપ્ત કરતા, વિલાસ સુખનો અનુભવ કરવામાં, અવરોધ નડયા કરે એજ હાનિ. સ્પર્શાસ્પર્શનો ઉપદ્રવ નડતો ન હોય તો રેલવે ગાડીમાં ગમે ત્યા ગમે તેની પાસેથી અન્ન, જળ વગેરે ગ્રહણ કરી, અનેક સગવડો સચવાય, અને લાંબા કાળની મુસાફરીમા ગંભીર પ્રતીબંધો બાધ ન કરવા પામે. અપવાદ તરીકે પણ દુષ્કાળ, દુર્ભિક્ષ કે દૈવી કોપના સમયમા આ બંધન ત્રાસદાયક પરિણામ લાવે તે કોને ગ્રાહ્ય કે ઇષ્ટ લાગે'' વળી સ્પર્શાસ્પર્શ-ભાવને કારણે એટલે રોટી-બેટી-વ્યવહારનો

બાધ નડે માટે સ્ત્રી-કેળવણીનો પ્રચાર નથી; બાળ-લગ્નો વધી પડ્યાં છે, વિધવાની વિપત્તિ, વિધવાના વૈધવ્યની વેદના અને પુનર્વિવાહમાં અટકાયત; તથા જ્ઞાતિ-ભોજનના નિરર્થક વ્યયનાં માઠાં પરિણામો ઇત્યાદિ દેશને પાયમાલ કરી નાંખે છે; આવો સુધારાના સાથીઓનો મત છે તે પણ ધ્યાનમાં લેવા જેવો છે; અને તેને પૂર્વ પક્ષ-સિદ્ધાંત-વાદ-વિવાદ તળે લાવ્યા વિના યથાસ્થિત માત્ર આગળ ધરવોજ અનુકુળ માન્યો છે. તે ઉપરાંત વળી જ્ઞાતિ ધર્મની અનુજ્ઞાને આધારે અસહ્ય દુઃખનો વર્ષાદ પડે છે, તેમાં સહન કરનારની સંખ્યા મોટી છે. અંગ્રેજી કવિના લખાણ મુજબજ મહાભારતનું લખાણ નીચે પ્રમાણે છે:—

" Children we are all.
Of one Great Father, in whatever clime
His Providence hath cast the seed of life;
All tongues, all colours." અને મહાભારત –
" Small Souls inquire " Belong this man
To our even race, or class or clan ? "
But larger-hearted men embrace
As brothers all the human race."

" એક કુટુંબી આપણે એક પિતા પરિવાર-પછી ગમે તે દેશમાં ઇશ્વરી સર્વજ્ઞતાએ જીવન-બીજ રોપ્યું હોય, પણ સર્વ ભાષા બોલનાર, સર્વ " વર્ણ "-ધારી પ્રજા એક પિતાના પરિવાર છે." મહાભારતઃ-"પ્રાકૃત જનના આત્મામાં એવો પ્રશ્ન ઉત્પન્ન થાય કે: આ આપણા વર્ગ વર્ણ કે કોમનો અમુક માણસ છે? પણ મહાત્માઓને અખિલ વસુધાના મનુષ્યની જાતિમાં ભ્રાતૃભાવ છે." આ સ્થળે રોટી તો ઠીક પણ બેટી-વ્યવહાર માટે કેટલાકનો મતભેદ થવા સંભવ સુધારકો માહે પણ હોય તેનો એવો આશય કે જ્યાં પ્રતિબંધ, સંપ્રદાય કે પરંપરાથી લગ્ન માટે, કરાયો હોય, ત્યાં જો લગ્નની ગ્રંથિ બાધવામાં આવે તો *અશ્વતરી જેમ ગર્ભ ગ્રહણ કરે કે મૃત્યુંને પણ સાથે કરે, એટલે બંધ ઉત્કટ દરજ્જે હાનિ કદાપિ નથાય તો પતિતભાવ

*સમૃત્યુમેવગ્રહ્યાતિગર્ભમશ્વતરીયથા ।।

લોહી-વિકૃતિ ધીમે ધીમે કાંઇ હાનિ કરે ખરી? કુદરતમાં પણ દેશ-કાળને ઉચિત વર્તન જોવાય અનુભવાય છે. કૂતરા જેવા પ્રાણીને ક્યાં લગ્નને માટે અટકવું એનો નિયમ હોતો નથી, પરંતુ અશ્વને, દંતકથા અને અશ્વકોવિદોના કથનાનુસાર, જો બાલ્યાવસ્થામાંથી દશેક વર્ષ દૂર કરી પાછો લાવવામાં આવે તોપણ પોતાના લોહીની એકતા વર્તી જાય છે, અને અમુક પ્રેરણાથી જે લગ્નની હદ તેનામાં બંધાયેલ છે તે પ્રમાણેજ વર્તન કરનાર લોહીની એકતા હોય ત્યાં કાંઇ પણ અનિષ્ટ કરતાં અટકે છે. આવી ભાવના જો અમુકમાં છે અમુકમા નથી તો સારો માર્ગ કયો, અનિષ્ટ કયો, એ વિચાર માટે માત્ર આ દિગ્દર્શન સમજવું, વાદ તરીકે આગળ ધરાએલ નથી. એવે કોઇ કારણેજ Incest એક લોહીમાં લગ્ન કે લગ્ન જેવો સંબંધ, અને બીજી પાસા અમુક હદ સુધીજ લગ્ન સંબંધ કરવો એવા પ્રતિબંધો આગલા સમયોમાં જન્મ પામ્યા હોય, ત્યારે એવાઓને અકાટ્ય નિર્મૂળ કરવા પહેલાં પ્રત્યેકની ફરજ એ છે કે એવા રીવાજોના ખરા મૂળ ક્યાં, કેવા અને કેટલાં ઉંડાં તેમજ વિસ્તારવાળાં છે તે બારીકીથી જોઇ લેવું, પછી જે પગલું ભરવું યોગ્ય લાગે તેજ ભરવું. દૃષ્ટાંત તરીકે સ્પર્શાસ્પર્શ ભાવ દૂર કરવા જતા અંત્યજ વર્ગ વગેરે જે પતિત કે હાલ નીચા ગણાતા વર્ગો હોય તેની સાથે પ્રથમ પગલે રોટી તથા બેટી બન્નેનો વ્યવહાર રાખવા જવું એ એકદમ ઠેકડો મારી દાદરની કે નિસરણિની ગરજ ધરાવ્યા વિના મેડી મથાળે કૂદી જવાના પ્રયાસ કરવા જેવું થઇ પડે. માટે પ્રથમ પગલે તો તેવા વર્ગોને કેળવવા, અને કેળવણીથી તેઓના આચારવીચાર શુદ્ધ કરવા સતત અને ખંતભેર પ્રયાસો કર્યા જવું, જેથી ધીમે ધીમે તેઓની કુત્સિત પરંપરા તૂટશે, દુષ્ટ વાસના નાશ પામશે અને વર્તન, આચાર, વિચાર સર્વેમા સુધારો થશે, તે વખતે પછી રોટી વ્યવહાર પ્રથમ ખુલ્લો મૂકાય, અને છેવટે બેટી વ્યવહાર રાખવામાં આવે તો ઇષ્ટ-પ્રાપ્તિ થાય છે અને અનિષ્ટનો બાધ ઓછો નડે છે, એ ખાસ ધ્યાનમા લેવા જેવુ છે. પરંતુ આ સંબંધે અધિક કહેવાતુ આ સ્થળ હજી ઉચિત નથી, તો અન્ય સ્થળે પુનરાલોચન કરાય એ વ્યાજબી છે.

### તેજ વિચાર જારી.

આ યુગમા પણ અનુભવાતા સ્પર્શાસ્પર્શના ગેરલાભો વિવિધ પ્રકા

-રના છે તેમાં કોઇથી ના કહેવાય એવું નથી. પરદેશ એટલે દરીઆની પેલી પાર કોઇથી જઇ શકાતું નથી, અને તેમાં પણ જે જાય તેની સાથે સ્પર્શાસ્પર્શ એટલે રોટી બેટી-વ્યવહાર બંધ પડે છે. એવી સ્થિતિમાં કયા વર્ગની સાથે રોટી વ્યવહાર રાખવો એ પ્રશ્ન નથી રહેતો પણ બેટી વ્યવહાર અર્થાત્ છોકરાં અને તેમાં પણ છોકરીઓને કયાં પરણાવવી એ પ્રશ્ન ગંભીરપણે અને કેટલી વખત ત્રાસદાયક રીતે કેટલાક ઉપર હલ્લો કરે છે, અને તેના ખુલાસાની વિકટ ગુંચવનમાં વિમોહિત થઇ જાય છે. તેવે સમયે કેશવચંદ્ર સેનના કથનમાં ગણાવ્યા મુજબ એક દુઃખને અંતે પુરૂં ન જવાય ત્યા બીજું દુઃખ આવી નડે છે. એ ન્યાયે જ્ઞાતિબંધન નડવાથી પરણાવવાનું ઉમર કાચી હોય તેવામાં અનુકૂળ માનવામાં આવે છે. પરિણામે વિધવાપણું કમનસીબે આવી પડે, વિધવા પુનરૂદ્વાહ થઇ શકે નહિ, વગેરે ॥ છિદ્રેશ્વનર્થા બહુલીભવંતિ ॥ જેવું થઇ રહે છે અને આવે આવે દુઃખને પારણામેજ ડાકટર ભાંડારકર જેવાએ કહેલ છે કે –" The Eastc system is at the root of the political slavery of India," અને ઓનરેબલ મર્હુમ ક્રીસ્ટોદાસ પાલ પણ કહે છે કે:-'We do not wish people in England, in Europe, to believe that what we call education has not yet freed our intellects from the trammels of Superstition, that were afraid even to drink a glass of pure water from the hands of an Englishman, lest the recording angel should make a damming entry against us in his books!" ડા૦ ભાંડાર કર — જ્ઞાતિબધનોનો રિવાજ હિંદુસ્થાનની રાજકીય ગુલામગિરી નું મૂળ છે." મર્હુમ ઓન૦ ક્રી૦ દા૦ પાલ–" ઈંગ્લાંડમા યુરોપમાં લોકો એમ માને તે અમે ચાહતા નથી કે વહેમની બેડીમાં થી આપણી બુદ્ધિને હજી જેને આપણે કેળવણી કહીએ છીએ તેણે છૂટા કર્યા નથી, અને બીજું કે એક અંગ્રેજના હાથમાંથી સ્વચ્છ પાણીનો ભા રેલ પ્યાલો પીવાને પણ આપણે બીએ છીએ કે રખેને ઇશ્વરી દૂત નોંધ કરતે કરતે આપણા નામ સામે તેના ચોપડામા બૂંડું-અપરાધનું-લખી નાખે."

## મૂળ ધોરણનું ઐતિહાસિક દૃષ્ટિથી અનુમાન.

વસ્તુતઃ ધર્મશાસ્ત્રોમાં શૂદ્ર વગેરેને માટે જે ધારા છે તે કેવળ મનુષ્ય-ભાવથી તપાસીએ તો અન્યાયવાળા લાગે ખરા; પરંતુ તે તે યુગોમાં કેવળ મનુષ્ય-ભાવ ઉપરાંત બીજા ભાવો પણ જોવાના હતા. જીતાએલ પ્રજાને વશ રાખવાનો હેતુ એ, મુખ્ય ભાવ, અને શુદ્ધિ, અશુદ્ધિના નિયમો પાળવા એ આમુષ્મિક ધોરણે મુખ્ય ભાવ, વ્યવહારિક અને પારમાર્થીક ધોરણે બીજા એ સિવાયનાં અવાંતર કારણો આવા કાયદા સંબંધે તપાસવાની જરૂર અગર જોકે ઘણી છે, તોપણ તે વિસ્તાર અનપેક્ષ્ય થઈ જાય તેવી બીતિથી, કરવો અનુચિત માન્યો છે, અને આધુનિક દેશ-કાળનું નિરીક્ષણ કરવું એ અગત્યની વાત છે, તો જે કાયદા વિષ્ણુ, યાજ્ઞવલ્ક્ય વગેરેની સ્મૃતિ આપસ્તંબ, કાત્યાયન, શંખ, લિખિત ઇત્યાદિનાં શ્રોતસૂત્રોમાં આપેલ છે તે લગભગ મનુસ્મૃતિની બરાબર છે, અને મનુસ્મૃતિ આધાર-ગ્રંથ તરીકે નિર્ણીત થયેલ છે માટે તેમાંથી થોડાએક ટાંકવા ઘટે છે.-

પ્રથમ તો શૂદ્રને ખરીદી શકાતો, તેનું મૂલ્ય હતું અને બજાર-ભાવે મૂલ્ય ઉંચું નીચું થઈ શકે એ સાર મનુ વગેરેના ગ્રંથોમાંથી કાઢી શકાય છે. ( મનુ૦ ૮ ) તેને પોતાની મિલ્કત ખાસ કાંઈ ન હોઈ શકે, તેના સ્વામીને સ્વાધીન જે કાંઈ હોય તે જાય, તેને શિક્ષા પણ બીજાઓ-દ્વિજો-કરતાં ઘણી વધારે થાય તેઓ ધર્મ ન ભણી શકે. તેઓને વેદ-મજુરીજ કરાય, જ્યારે સ્વચ્છતા, પવિત્રતાની ક્રિયાઓ કરાય ત્યારે તેનાથી નજીક ન જવાય. તેમાં પણ ચંડાળ, શ્વપાક ઇત્યાદિ તો ગામમાં પણ ન રહી શકે; તેઓ કૂતરા, ગધેડા સિવાય કાંઈ જાનવર પણ ન રાખી શકે, તેઓની સાથે કોઈપણ જાતિનો વ્યવહાર નજ રખાય.

આવે કારણે સર હેનરી મેઈન જેવા "પુરાણા કાયદા" નામના પુસ્તકમાં કહે છે કે "The most disastrous and belightiny of human institutions'—મનુષ્યના બંધારણો-સામાજીક સંસ્થાઓ-માં ઘણુંજ નાશકારક તથા ઉપદ્રવકારી આ જ્ઞાતિનું બંધારણ છે.

### તત્સમયોચિત વસ્તી પ્રમાણે વિભાગ; જુનું પત્રકઃ-

આવા જ્ઞાતિ બહારના અર્થાત સ્પર્શ કરવાને લાયક નહિં ગણાત. એવાની સંખ્યા જોઈશું તો તે ઓછી નથી. એ વાત વસ્તીપત્રકમાંથી નીચેના આંકડા (૧૮૭૧-૭૨ ના) બતાવવા બસ ગણાશે -

## હિંદુસ્થાન આખા સંબંધે:-

| ધર્મ | સંખ્યા | ટકા | દેશવાર-અધિક સંખ્યાને માપે. |
|---|---|---|---|
| હિંદુઓ | ૧૩૯૩૪૩૮૨૦ | ૭૩.૦૭ | દક્ષિણ; ગંગાની ઉપલી ખીણ. |
| મુસલમાનો | ૪૦૮૬૭૧૨૫ | ૨૧.૪૫ | સિંધ, પંજાબ, પૂર્વ બંગાળા, વાયવ્ય પ્રાંત. |
| બુદ્ધ-જૈનો | ૨૮૩૨૮૫૧ | ૧.૪૯ | બ્રીટીશ બ્રહ્મદેશ ફક્ત. |
| શિખ લોકો | ૧૧૭૪૪૩૬ | .૬૨ | પંજાબ ફક્ત. |
| ખ્રિસ્તીઓ | ૮૯૭૬૮૨ | .૪૭ | છેક દક્ષિણ. |
| અન્ય અસલના વતનીઓ | ૫૪૧૭૩૦૪ | ૨.૬૮ | મધ્ય પ્રાંતો અને મુંબઇ ઇલાકો. |
| અનામિકો | ૫૬૧૦૬૯ | .૨૨ | |

આથી વધારે સ્ફુટ કરનારી ગણત્રી નીચે પ્રમાણે –

| વર્ગ જાતિ | સંખ્યા. | દેશવાર-અધિક સંખ્યાને માપે. |
|---|---|---|
| હિંદુઓ. | | |
| બ્રાહ્મણ | ૧૦૧૩૧૫૪૧ | વાયવ્ય પ્રાંતો, અયોધ્યા, બંગાળા, મદ્રાસ |
| રજપૂત | ૫૬૪૧૧૩૮ | વાયવ્ય પ્રાંતો, અયોધ્યા, બંગાળા, પંજાબ |
| જાતિ-બહારના | ૮૭૧૨૯૯૮ | મદ્રાસ. |
| અસલ વતનીઓ | ૧૭૭૧૬૮૨૫ | બંગાળા, મધ્ય પ્રાંતો, આસામ. |
| વતની ખ્રિસ્તી | ૫૯૫૮૧૫ | દક્ષિણ ને પશ્ચિમ. |

| વર્ગ જાતિ | સંખ્યા. | દેશવાર-અધિક સંખ્યાને માપે. |
|---|---|---|
| મુસલમાનો. | | |
| મુગલો | ૨૧૯૭૫૫ | પંજાબ. |
| અફઘાન પઠાણો | ૧૮૪૧૬૯૩ | ” |
| સૈયદો | ૭૯૦૯૮૪ | |
| શેખો | ૪૭૦૦૩૨૦ | |
| પરદેશીઓ | | |
| પારસીઓ | ૬૯૦૦૦ | મુંબઇ, સુરત. |
| નેપાલીઓ | ૩૧૦૦૦ | બંગાળા. |
| મણીપુરીઓ | ૧૨૦૦૦ | આસામ. |
| બરમીનો | ૩૫૦૦ | મુંબઇ. |

| | | |
|---|---|---|
| આર્મીનીઅનો | ૧૨૫૦ | બંગાળા. |
| ચીનાઓ | ૧૩૩૦૦ | બ્રહ્મદેશ. |
| મલાઈઓ | ૧૫૦૦ | " |
| યાહુદીઓ | ૭૬૦૦ | મુંબઈ. |
| યુરેઝીઅનો તથા | | |
| હિંદી ફીરંગીઓ | ૧૦૮૦૦૦ | કલકતા, મદ્રાસ, મુંબઈ. |
| યુરોપીઅનો | ૧૨૧૦૦૦ | |
| આરબો | ૮૩૦૦ | મુંબઈ. |

તાજા વસ્તિ-પત્રકમાં તો આ સંખ્યાઓ બધી વૃદ્ધિ પામતી જાય છે અને લોકોનાં મન, મનના ધર્મો, શરીર, શારીરિક સુખો, વૈભવો વગેરે આધુનિક કાળમાં પણ સંકુચિતજ છે એમ વિચાર જ્યારે આવે ત્યારે આશા-તૃષ્ણા જો સર્વની સમાન રીતે કુદરતમાં માન આપવાને લાયક ગણાય અને સમાન રીતે ફળીભૂત થવાને અવકાશ મેળવનારી મનાય તો તેઓનો વ્યાપાર-વર્તુલ ટુંકો અને સંકુચિત પરિધવાળો શા માટે રહેવા દેવો જોઈએ એ પ્રશ્ન ગંભીર સ્વરૂપે ઉત્પન્ન થાય છે. તેઓની સંકુચિત દ્રષ્ટિએ પ્રમાણુમા બીજા હિંદવાસીઓ તમામની દ્રષ્ટિ, વૃત્તિ, વર્તન સંકુચિતજ માની લેવાય. સુખ તે સર્વને અનુકુળ વેદનીય વિષયોનું હોય તો પછી અનુકૂળતાવાળા વિષયો થોડા રહેવા દઈ તેમાંથીજ સુખ ગ્રહણ કરાવી તેઓને સંતોષ મનાવવાનું ખાસ કારણ શું છે તેની તપાસ કરવી ઉચિત છે. તે કર્યાબાદ એ એ પ્રકારના અંતરાયો, પ્રતિબંધો વગેરે ટાળવા પ્રયાસ કરવા જતાં, જ્યાંથી અધિક કલેશ ન થાય અને સરળતાથી કાર્ય સિદ્ધ થાય તે રીતે સુધારાનું વર્તન ચાલવા દેવું યોગ્ય મનાશે. બેકનના સૂત્ર પ્રમાણે Brag Yourself boldly and some thing will Stick—હિંમતથી અમુક વિષયના જ્ઞાન વિષે ખુબ ડોળડોળ કરો, ભૂગળાં ફૂંકો, અને તે તે ડોળ ચાલવાના પરિણામે કાંઈક તમારા કબજામાં જ્ઞાન આવશે-તે ઉપદેશ અનુસાર અત્યંત દૂર જઈ, નિર્મૂળ કરવાથી અનિષ્ટ મોળું પડશે, અને અધિક ઉંડો ઘા ટાંકવાથી-ભલે પછી સપાટી ઉપરજ વાગે પણ-ફળ ધારેલ આવી લાગશે; એમ કરવામાં એટલું બારિકીથી જોવાનું રહે છે કે સામાજીક બંધારણો માટે સ્પેન્સર વગેરેના મત પ્રમાણે પણ પગથીએ પગથીએ ચઢવાથી કાર્ય

સારૂં, ટકાઉ અને વિસ્તૃત ફળ ઉત્પન્ન કરનાર નિવડે છે. આમ ઉતાવળાને અનિષ્ટ અનંત વૃદ્ધિ પામ્યું છે માટે સુખના રસના તાત્કાળિક સર્વ ખુલ્લાં મૂકી દેવા એવી આશાથી હાંફલાફાંફલા થઇ, વર્તન કરવા જતાં ॥ અલ્પસ્ય હેતોર્બહુહાતુ મિચ્છનૂ વિચાર મૂઢ: પ્રતિમાસિમેત્વં ॥ એવું ન બને તેની પણ સાવચેતી રાખવી આવશ્યક છે.

## વચલા કાળનો ઐતિહાસિક વત્તાંત.

જરા ધીરા થઇ વળી વચલા વખતનો ઇતિહાસ તપાસીએ:-પુરાણના સમયથી પછી મગધવંશી વગેરે રાજ્યો સ્થપાયાં ત્યારથી આરંભી મુસલમાની રાજ્ય બંધાયું, દ્રઢ જામ્યું અને અંગ્રેજી રાજ્ય સ્થપાયું ત્યાં સુધીનું દિગ્દર્શન કરવું ઘટે છે.-બ્રાહ્મણોમાં આવોજ રાગદ્વેષ અને મોટપ રહી હતી. વિદ્યાભ્યાસ પોતા સિવાય બીજા કોઇ ઘણે ભાગે કરતા નહિ. જો તેની પૂર્વકાળની વાત કરયે તો વૈવસ્વત મનુથી માંડી માંધાતા, મુચુકંદ, હરિશ્ચંદ્ર, યયાતિ ઇત્યાદિનો સત્ય યુગ અને ટુંકામાં તે સમયે જાતિભેદ શરૂઆતમાં ન હતો. પાછળથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર હતા તોપણ રોટી બેટી વ્યવહાર પ્રતિબંધ સખ્ત ન હતો. અંતમાં બ્રાહ્મણો બળ વત્તર થયા. ક્ષત્રિયોનો અનાદર કરાયો અને વિશ્વામિત્ર-વસિષ્ઠ-આખ્યાયિકા પૂર્ણાહુતિની કથા ઉપરથી સિદ્ધાંત પુષ્ટ થશે. ત્રેતામાં, સગર, ભગીર્થ, દિલીપ, રઘુ, રામ વગેરે થયા, તેમાં પરશુરામનું પ્રકરણ ક્ષત્રિયોનો અનાદર અને સર્વે વર્ણોમાં બ્રાહ્મણોનું શ્રેષ્ઠત્વ સિદ્ધ કરે છે. દ્વાપરમાં વીરસેન, પ્રદીપ, શાંતનુ વગેરે રાજા થયા; દેશમાં પરદેશીઓ પ્રથમ આવ્યા, જ્ઞાતિબંધન વધ્યાં; સ્પર્શાસ્પર્શ ભાવ સતેજ બન્યો, પણ ક્ષત્રિયોનું માન વધતું થયું. કલિના પ્રારંભમાં આચાર શુદ્ધિ વધી, જાતિભેદ પણ બળવાન્ બન્યા અને નર્મદાશંકરના મત પ્રમાણે. "પરદેશી લોકના આવવાથી રાજ્યોની અવ્યવસ્થાથી ને અનેક મતવાદથી લોકનાં મન પોતાના સંસાર વ્યવહારમાં ને ધર્મ-વિષયમાં અતિ ચંચળ હતાં." બુદ્ધ ધર્મ એનું પરિણામ જણાયું. પછી નંદ-મૌર્ય વગેરે વંશો થયા; ભર્તૃહરિ, વિક્રમ ઇત્યાદિ રાજાઓ થયા; કનોજ, દિલ્હી વગેરેનાં અલગ રાજ્ય સ્થપાયાં; વર્ણ-શંકર થયો, વધ્યો ને સ્પર્શાસ્પર્શ ભાવને સ્પષ્ટ બહાર પાડયો. ચંદ્ર ને સૂર્યવંશમાંથી ક્ષત્રિય રાજ્યકર્તાઓની જાતિની વૃદ્ધિ-રાઠોડ, ચોહાણ, તુવાર (દિલ્હીના), ગેહલોટ (ચિતોડ), પરમાર, ચાવડા, સોલંકી ઇત્યાદિ-

બનવા પામ્યા; ચેરા, ચોથા ને પાંડય એવા વિભાગો દક્ષિણમાં થયા. " સાતમા સૈકામાં બૌદ્ધ ધર્મ છેલ્લો ઉચાળો ભરી ગયો; તે સમે બ્રાહ્મણ ધર્મનું પ્રબળ હતું "......" આઠમા સૈકામાં શંકરાચાર્યે બૌદ્ધ, જૈન ને બીજા અનેક ધર્મ માર્ગનું ઉચ્છેદન કરી, વૈદિક ધર્મ સ્થાપી, વેદાંત જ્ઞાનનો અને શિવ, શક્તિ, વિષ્ણુ, સૂર્ય, ગણપતિ એ પંચાયતન દેવતાની પૂજા કરવાનો ઉપદેશ કીધો હતો." પછી કુસંપ વર્ણ-શંકરને પરિણામે પ્રવેશ કરી ચૂકયો હતો તેને લીધે માંહોમાંહે લડાઇ થઇ, રોટી-બેટીના વ્યવહારનો પ્રતિબંધ આમાં અમુક અંશે જવાબદાર મનાય છે. ગિઝની, ઘોરી, ગુલામ ઇત્યાદિ વંશો સમયે આ પ્રથા વૃદ્ધિ પામતી ગઇ, કુસંપ અધિક વ્યાપ્યો; રોટી-બેટીના વ્યવહારમાં અધિક તાણાતાણ થઇ, અને નબળાઇ અનેક પ્રકારની અધિક અંશે આવી રહી. બૌદ્ધ-ધર્મ સામે હતો, વળી મુસલમાની ધર્મ સામે આવી ચૂકયો; અધિક વર્ણ-શંકર અધિક કુસંપ; અધિક સ્પર્શાસ્પર્શનો વિચાર, અને અધિક રોટી બેટીમા અંતરાય લાગ્યો. " ૧૧ થી ૧૪ માંના અંત લગીમાં હિંદુઓની સંસાર સ્થિતિ દયામણી હતી. તોપણ રામાનુજ, મધ્વ, વિષ્ણુસ્વામી, નિંબાદિત્ય એ આચાર્યોએ પોતપોતાના વૈષ્ણવ ધર્મ મત સંસ્કૃતમાં ગ્રંથો લખી અને વાદવિવાદ કરી પ્રવર્તાવ્યાં હતાં. " ધર્મ-પંથો, મતમતાંતરો વધ્યા, ભેદવાળા દેશકાળમાં ભેદવાળા પથ્ય ગણાયા, માની લીધેલા, અનુકૂળ પડેલા ધર્મ-પંથો, સામાજીક-વર્ગો અને ધંધા ઉપર આધાર રાખતા તડો બંધાયાં. વિદેશગમન પંદરમા સૈકાથી અધિક થયાં. હિંદુસ્થાનનો વ્યાપાર ઇરાન વગેરે સ્થળે થઇ પાઇઝાવેનીસ ઇત્યાદિમાં વિસ્તાર પામ્યો સ્પર્શાસ્પર્શની દોરી સખ્ત તાણવામાં આવી લૌકિક ભણતર કાંઇક વધ્યું, ધાર્મીક ઓછું થયું. હિંદુ ધર્મ ઉપર સામાન્ય રીતે હલ્લાઓ એક પછી એક સ્થળે સ્થળે અને સમયે સમયે થયા કરતા. કુસંપ વધ્યો, એક તરફથી ધર્મનાં બંધન ઢીલા થયાં, બીજી તરફથી અધિક સખ્ત થયાં, ત્રીજી તરફથી ધર્મ છેક જવાને ભયે સમયસૂચકતા વપરાઇ. મરાઠાએ ધર્મ-સંરક્ષણ કર્યું, અંગ્રેજ અદલ ઇન્સાફ કરતા દાખલ થયા; ધર્મ-દુઃખ ઓછું થવા લાગ્યું, પાલી, માગધી વગેરે ભાષા અપભ્રષ્ઠ થઇ; પતિતભાવ વર્તાવા લાગ્યો, ગુજરાતી ભાષા ઉત્પન્ન થઇ; કવિતાઓ રચાઇ; શ્રીધર, મોરોપંત, તે પહેલાં નૃસિંહ, પ્રેમાનંદ અને તેની સાથે દયારામ, પદ્માકર ઇત્યાદિ થયા, અસલના ધર્મનાં બંધનો અધિક વેગથી પ્રસર્યાં; સખ્તી વધી; અને ધર્મનો કિલ્લો અજયય થઇ પડયો.

## કવિ નર્મદાશંકરનો મત.

સ્પર્શાસ્પર્શ-ભાવની ઉત્પત્તિ વિષે કવિશ્રી નર્મદાશંકર કહે છે કે:- " આર્ય ધર્મમાં સ્નાન પ્રાયશ્ચિત્તાદિ કર્મો એ બાહ્યાંતરશુચિ રાખવા વિષે મોટો આગ્રહ છે. સોળ સંસ્કાર કહ્યા છે તેમાં ગાયત્રીમંત્રનો ઉપદેશ લેવો ને યજ્ઞોપવીત ધારણ કરવું, એ સૌથી શ્રેષ્ઠ સંસ્કાર છે......દ્વિજે આટલાં કર્મ-યજનયાજન અધ્યયન અધ્યાપન ઇત્યાદિ પ્રત્યેકનાં નિર્મીત કર્મ-તો નિત્ય કરવાં, પ્રતિદિન સ્નાન કરવું, સૂર્યોદય મધ્યાન્હ ને સૂર્યાસ્ત સમયે દહન સંધ્યા કરવી ને પંચયજ્ઞ કરવા......જન્મ મરણનું સૂતક પાળવું, શવને કરવું; વ્રત પાળવાં, રૂડે અવસરે ને પિતૃતિથિયે શ્રાદ્ધ કરવાં, તીર્થ-યાત્રા કરવી, દેવતાઓની પ્રસાદી મેળવવાને યજ્ઞ કરવા ઇત્યાદિ કર્મ પ્રસંગે પ્રસંગે કરવાનાં કહ્યાં છે. " ......વળી પદાર્થ ખાવા ન ખાવાના પણ નિયમો છે. એવા કાયદાને લીધે શૌચાશૌચ સ્પર્શાસ્પર્શ ઉત્પન્ન થયો ગણાય.

## ઈતિહાસનો વૃત્તાંત જારી.

વિક્રમથી આરંભી લગભગ ૧૨૫૦ સાડીબારસેં વર્ષો સુધી હિંદુ રાજ્ય હિંદમાં હતું; તે પછી ૬૦૦ છસેં વર્ષો સુધી હિંદુ રાજ મટી મુસલમાની રાજ્ય થયું તથા પ્રજા હિંદુ અને મુસલમાની એ બેવડી થઇ, તે પછી તે આજ દિન પર્યંત ખ્રિસ્તી રાજ્ય અને હિંદુ, મુસલમાન, પારસી ને ખ્રિસ્તી એમ ચોવડી પ્રજા બની છે. ધર્મ વેદોક્ત પ્રથમારંભમાં રચ્યો બૌદ્ધ વિરોધી ધર્મ થયો, પુરાણોક્ત ધર્મ તેનો નિરાસ કરવા બંધાયો, શાંકરમત સર્વ-વ્યવસ્થા કરનાર સમયાનુકૂળ બન્યો, તેમાં બૌદ્ધ ધર્મથી માંડી શંકરાચાર્ય સુધી શૌચાશૌચ, સ્પર્શાસ્પર્શભાવ વૃદ્ધિ પામ્યો. શંકરાચાર્યે કાંઇક અંશે અદ્વૈતમત પ્રસિદ્ધ કરી, પ્રસાર્યું તેને પરિણામે ચાર વર્ણોથી અવાંતર વધેલ જ્ઞાતિઓમાં તાણખેંચ ઓછી થતી પરંતુ તરતજ મુસલમાની ચઢાઇનો કાળ આવ્યો અને તે પહેલાં બ્રાહ્મણોએ સ્વમાહાત્મ્ય માટે ક્ષત્રિયોમાં કુસંપ પેસારેલ તેથી તેઓ માહોમાંહે લડયા અને નિર્બળ થઇ રહ્યા તેને પરીણામે લાભનો પ્રકાશ સ્ફુટ રીતે થઇ શકયો નહિ. પછી તો રામાનુજ, મધ્વ આદિના ધર્મ-પંથોના ઝઘડા જામ્યા, મતમતાંતર મચી રહ્યાં અને તડાં તડતડવા લાગ્યાં. રામાનંદ, કબીર, નાનક, ચૈતન્ય વગેરે બાહેર પડયા. શિવ,

વિષ્ણુ, શકિત ઇત્યાદિની મારામારી ચાલી; કાંઇક શૌચાશૌચ બીજા વર્ણોમાં આવા ગુરૂઓએ ઓછાં કર્યાં તો બ્રાહ્મણો વગેરેમાં અધિક સખ્ત બંધનો નિર્માયાં, તેવામાં રામ મોહનરાય, કેશવચંદ્ર સેન, દયાનંદ અને છેવટે વિવેકાનંદ જેવા થયા; તેઓએ સ્પર્શાસ્પર્શના ઉચ્છેદ માટે સમર્થ પ્રયાસો કર્યા અને આધુનિક દેશ–કાળ લાવી મૂક્યા.

કવિ સિરોમણિ શ્રી નર્મદાશંકર કહે છે કે:–"શાસ્ત્રાભ્યાસે આત્મ તત્વ દર્શન ને યોગાભ્યાસે જ્ઞેયનું શાક્ષાત્કારપણું એ થાય ત્યારે ઉપનિષદ્નું બ્રહ્મ અનુભવાય–એ જે દુર્લભ ઉંચું જ્ઞાન તે બ્રાહ્મણોનુંજ છે. એ ઉપર વેદ ધર્મ રચાયો છે............જગત્કર્ત્તા એકજ છે એટલુંજ જાણવું કે સત્ય માનવું એ કાંઇ ધર્મ નથી, સંકલ્પપૂર્વક જે આચરણ તે અથવા વિધિ યુકત કર્મનું જે પાલન તે ધર્મ છે." આમા બાધ કે વાંધો આવે તે પતિત ગણાય અને તેનાથી દૂરતા રાખવાનો ભાવ ઉદ્ભવે કારણ કે આર્ય ધર્મનો પહેલો સંસ્કાર આચાર છે.

## આચાર દેહનો કે આત્માનો ધર્મ ?

આચાર જો મુખ્ય ધર્મ પ્રમાણે સ્વીકારાય તો તે માત્ર બહિ શુદ્ધિ અને અંત શુદ્ધિને અર્થેજ છે એ પણ સિદ્ધ વાત છે, પરંતુ એ શુદ્ધિ હાલની દ્રષ્ટિએ જોતા કર્મ કે ઉપાસના માર્ગનેજ ઉચિત છે, જ્ઞાન માર્ગને નહિં છતાં જ્ઞાનની ઉત્પત્તિ માટે કર્મ–ઉપાસના માર્ગની આવશ્યકતા છે. દેહના ધર્મો તે કર્મ એમ સામાન્ય નિયમને વિશેષ જે પારમાર્થીક સુખ તેને અનુકૂળ કરવા તે કર્મ–કાંડનું સ્વરૂપ ઘણે અંશે સમજાયું છે. દેહની ચેષ્ટાઓ–શુદ્ધિ માટે–કરાય તે આચાર અને આથી પતિત થાય તે તેટલે અંશે પતિત. કયા પ્રકારનો આચાર છે તે જોવાનું રહે છે આચાર પતિત પુરૂષોને આચારનો સ્વીકાર કરે અગર પોતાનામાંથી વળી બીજા તે પતિતના જેવા ભ્રષ્ટ ન થાય, તે બે કાર્ય–સિદ્ધિ માટે શૌચાચૌચ વિધિઓ રચ્યા અને સ્પર્શાસ્પર્શ–ભાવે પ્રકટ થયા. મૂળ મુદ્દો તો એટલોજ કે આચાર અર્થાત્ દેહની ચેષ્ટાઓ એવી જોઇએ કે આમુષ્મિક સુખ પ્રાપ્ત કરાવે. તે ચેષ્ટાઓ કુદરતના ધારા ધારણો તપાસી, તેમાંથી નિકળતા બોધને આધારે અનુકૂળતાવાળી કરાય ત્યારે સફળતા પ્રાપ્ત થાય; અને તદનુસાર માર્ગ પુરાણા કરતાં આધુનિક દેશ–કાળને કારણે કદિ અન્ય હોય તોપણ જો ઇષ્ટ વસ્તુ સિદ્ધ થાય તો

સ્પર્શાસ્પર્શભાવ ઓછો બલ્કે નાબુદ કરી, એજ હેતુ પાર પાડી શકે એવી સંસ્થા યોજી શકાય; અને આચાર સુધારી શકાય. વેદાંત તો આત્માને માની લીધેલ હોઇ–અચ્છેદ્યોડયમ અદાહ્યોડયમ અક્લેદ્યોડયમ શોષ્યો ડયં–ઇત્યાદિ કહી કોઇ વિશેષણથી વિશિષ્ટ નથી થતો એવું કહે છે, તો પછી માત્ર વાત ફક્ત દેહની ચેષ્ટાઓ સાથેજ સુધારવાની રહી ગણાય: અને ઉક્ત રીતે તે થઇ શકે એવો નિર્ણય થયો માની લેવાય.

## પતિતપાવન–પ્રકાર.

પતિત થયેલને પણ વિદ્યા વગેરે ઉપાયો વડે કેળવણી આપી શરીરની ચેષ્ટાનાં જે કારણભૂત ગણાય તેવી મન–બુદ્ધિની ચેષ્ટાઓ અર્થાત્ વિચાર વાણીના વિલાસો સુધારવા પ્રયાસો કરવા; અને તે પછી નૈતિક રસ્તે જતાં શિખવવું એટલે કદાચ એકલા સ્નાનથી પ્રથમારંભમા સંતોષ વાળે અને સંધ્યાવંદન, જપ, પૂજન વગેરે કર્મો ન કરે તોપણ ચાલે ખરૂં: એટલે આ રીતે પતિત વર્ગોનો ઉદ્ધાર કરી શકાય એમ માનવું ઉચિત છે.

## " ઉતાવળાસો બ્હાવરા. "

આ બધા રસ્તા એટલે ઉક્ત પ્રકારના હરકોઇ માર્ગો ઉપયોગમાં લઇ શકાય ખરા; પણ ઉપર એક સ્થળે સૂચન કર્યા પ્રમાણે હોય તેન. કરતાં વધારે " પતિતભાવ "-વિસ્તૃત અર્થમાં અને સંકુચિત બુદ્ધિથી કરાએલ અર્થમાં નહિં એવો–ન આવી જાય; તથા કુસંપ અધિક ન પેસે એ જોવાનું છે. કારણકે કવિ નર્મદાશંકર જેવાએ પ્રથમ સુધારાના સાથી બની, બધાં બંધારણોનું નિરીક્ષણ સૂક્ષ્મતાથી કરી પાછા હઠવાનું ઉચિત ધાર્યું, પાછા હઠયા, ભૂલ્યા ત્યાંથી ફરી ગણો એ સૂત્રને અવલંબી સ્વ-મમત્વ-વગેરે કોઇ સ્થળે ન રાખતાં ખરો ધર્મ ચુસ્તપણે પાળતા થયા· તદનુસાર અને વળી અંગ્રેજી કહેવતને અનુસરી-Those that came to scoff remained to pray-જેઓ ધિક્કારની દ્રષ્ટિએ નિંદા કરવા આવ્યા તેઓનેજ ભક્તિભાવ પ્રકટ થવાથી પ્રાર્થના કરવા રોકાઇ ગયા એવી દશા ન થાય તે જોવાનું છે, અને આવું થાય તે કાંઇ થોડા વખતમા ધ્યાન ઉપર આવી ચૂકે એમ પણ ન બને કારણ માત્ર એટલું કે હાલનો સ્પર્શાસ્પર્શ ભાવ ટાળવાનો ઝંડો માત્ર સમાજોવાળા આધક વેગમાં ફરકાવે છે ને ઘૂમાવે છે; પણ સમાજોવાળા જે બુદ્ધિ ઉપર આધાર રાખી વર્તનાર મનાયા છે તેઓની પ્રથા વિરૂદ્ધ લખવાનો ઉદ્દેશ નથી, છતાં

જ્યારે સ્પર્શાસ્પર્શના ઉચ્છેદ માટે પગલાં ભરાય ત્યારે ઉદ્દામ, ઉત્કટ, અત્યુગ્ર પગલાં ન ભરાય એવી સાવચેતીની આવશ્યકતા દર્શાવવા બે બોલો તો અસ્થાને નહિં ગણાય. બુદ્ધિના કોઇ અવિકલ્પ્ય ભાગમાંથી એવું મત આવી રહે છે કે જે સમાજવાળાઓ પ્રસિદ્ધ કરી ચૂકયા છે કે અંતઃશુદ્ધિ હોય તો બાહ્યશુદ્ધિ અનપેક્ષિત છે, પરંતુ એ વાત સ્વતઃસિદ્ધ હરકોઇને સ્વીકૃત ગણાશે કે જોડા પહેરીને ગમે તે સ્થળમાં પ્રાર્થના કરવા બેસવું ઉચિત નથી; ઇત્યાદિ. જો આમજ છે તો તંદુરસ્તીનાં ધોરણને બાધ આવી જવા ભીતી છે; અને પતિતભાવનો ઉદ્ધાર શી રીતે સફળતાથી કરાશે તે સમજાતું નથી. પ્રથમ જે બોધ કે કેળવણીનાં બીજ પતિત વર્ગોમાં રોપવામાં આવે તે ઉચ્ચ પ્રકારનાં હોવાં જોઇએ, ભલે સરળ સ્વરૂપમાં, સરળ સાધનોથી, સરળ ધોરણે તે રોપાય તેની ચિંતા નહિં. તે ઉપરાત વળી બહિઃસૃષ્ટિને અંતઃસૃષ્ટિ સાથે અતિ નિકટ સંબંધ છે એ વાત પણ વિજ્ઞાન, તત્વજ્ઞાન અને અનુભવ સર્વથી સિદ્ધ વાત છે. વિચાર–વાણી–વિલાસ કે વિકાસ એ સર્વનો અન્યોન્યાધાર છે, અને જે કાંઇ કાર્ય પ્રસિદ્ધિમાં આવે તેનાં ફળ, ફળની અસર એક કરતાં અધિક યુગ સુધી ટકવા સમર્થ છે, એ બધું છે તો ખરે છેડેથી આરંભ કરવામા આવશે અને પતિત વર્ગોનો ઉદ્ધાર કરવા જતા કાઇ બીજુ સ્ખલન નહીં થાય, તો પ્રજા વર્ગમાં એકી સાથે સર્વને તે માર્ગ રૂચીકર, સ્વીકારવા યોગ્ય અને પ્રયોગમાં મૂકવા લાયક થઇ પડશે.

## સાધક બાધકનો ખરો વિવેક.

બાધકારક વસ્તુ દૂર કરવી એ ઇષ્ટ છે, પણ બાધક વસ્તુ જે નિંદણ તે સારા રોપાઓ કે જેમાંથી અમૂલ્ય ફળની પ્રાપ્તિ થવી માની લેવાય તેવાઓની સાથે નહિં છૂટે તેમ ચકચાએલ હોય તો તેવા નિંદણનું નિકંદન ન કરતાં, અર્ધે ભાગેથી તોડી નાખવું એ ઇષ્ટ સાધન ગણાય. દ્રષ્ટાંત તરીકે જ્ઞાત્યાચારનો કુલાચાર સાથે સંબંધ છે અને જ્ઞાત્યાચારનો વળી દેશાચાર સાથે પણ સંબંધ છે; પરંતુ એક તોડવા જતાં બીજાને હાનિ ન થાય તેથી ચેતવાનું છે. આ ત્રણે આચારનો અંગાગી ભાવ હોઇ, અવયવાવયવીનો સમવાય સંબંધ થયો અને સમવાય તે અયુત સિદ્ધ બે વસ્તુઓનો સંબંધ છે, માટે એકને હાનિ થયે બીજાને થવાનીજ તો એક તો આ વાત અચૂક ધ્યાનમાં લેવાની. બીજી વાત એ કે જેવા

વળી છૂટ, સ્વતંત્રતા, જ્ઞાતિબંધનોનો નાશ એવી દેશ-બૂમ ચારે ખૂણે ગાજી રહ્યાથી કદાચ ફ્રાન્સના મહાન્ પારિપ્લવની જેમ અનિષ્ટના નાશ સાથે ઇષ્ટનો નાશ ન થાય માટે, છેક આચારોનો ત્યાગ કરવા ઉપર તત્પર ન થઈ જવું, એ ડહાપણ ઇતિહાસદ્વારા શિખી લેવાની જરૂર છે. ઉચ્ચ સ્થિતિ ધારણ કરનાર વર્ગની મહેચ્છા એવીજ હોય કે પતિત યા નીચ સ્થાનમાં રહેલ વર્ગોનો ઉદ્ધાર કરવો તો પછી જ્ઞાતિ-બંધનોનો ઉદ્યમ-સુધારકોના ન્યાયે ઉચ્છેદ કરી પોતે પતિત બનવું પડે તેના કરતાં રક્ષક કે મર્યાદિત સુધારકોની જેવી પતિત ને પાવન કરવાનો માર્ગ વધારે સારો છે. એ Compromise સમાધાનની વૃત્તિ છે; જરા એક પાસાના નીચા નમે, બીજી પાસાના ઉંચા ચઢે એટલે મધ્યમાં સંમિલન થાય અને એવું સંમિલન દ્રઢ રહે. પતિત પાવની ગંગા કહે વાય છે તેનું કારણ રોટી-બેટીના વ્યવહારમાં ગણાતા ઉચ્છ ખલ વર્તન વાળા પંડિત જગન્નાથ કવિ જેવાને પુનિત કર્યા તે છે. સીતા માટે રામ ચંદ્રને વહેમ આવ્યો કે રાક્ષસના ઘરમા નિવાસ એટલે પતિત-ભાવ માટે સ્પર્શને યોગ્ય નહિં; તો તેને પાછા પાવન કરવાના માર્ગો ગ્રહણ કરી પ્રયોજ્યા, પણ નહિં કે પોતે પતિત બન્યા. તે ઉપરાંત એમ પણ જોયા કરવાનું છે કે બ્રહ્મો-સમાજ (બ્રહ્મ-સમાજ,) પ્રાર્થના સમાજ, આર્ય સમાજ વગેરે સામાજીક સંસ્થાઓ આજ લગભગ સતક પોણા સતકથી સબળ પ્રયત્નો ચલાવ્યા જાય છે; પરતુ અન્ય ધર્મ ગ્રહણ કરતાં અટકાવવા સમર્થ માત્ર થયેલ છે, તથા જે લોકોને જાતિ વર્ણ વ્યવસ્થા ન હતી તેવાઓના મોટા ભાગને પોતા તરફ ખેંચી શકેલ છે; તો જે દેશમાં લગભગ ત્રણ હજાર વર્ષોથી મૂળ નાખેલ છે, એવા બંધારણનો ઉચ્છેદ જ્યારે ન થઇ શકે તો તેની કલ્પના તરફ પણ મનનું વલણ ન થવા દેવુ એ ઉચિત માર્ગ છે, એજ ઇષ્ટ કાર્યમાં અંતરાય ન લાવવા દેવાનું સાધન છે, અને એજ ડહાપણથી અનુમોદિત રીતિ ગણાય છે. એમ કહેવામા આવે કે હાલ તો એવા શૌચાશૌચના નિયમ પાળનાર કે તત્સંબંધ બાધ લાવનાર કેવળ બ્રાહ્મણ વર્ગ છે; તો તેમા બારીકીથી વિચારવાનું એટલુ કે કોઇ વૈશ્ય વર્ગનો દારૂ પીશે, માંસનું ભક્ષણ કરશે; કેઇ વાણીઆ કે લુહાણા કોળી કે કુંભાર સાથે રોટી-બેટી વ્યવહાર રાખશે. તેની સાથે વળી એમ પણ ન માની લેવું

કે પાશ્ચાત્ય કેળવણીના પ્રભાવથી ઘણા સુધારકો થઇ પડયા છે; કારણ કે તેવાઓ પણ જ્ઞાતિનાં બંધનોથી એવા સખ્ત સંકળાયા છે કે નિર્મુક્ત થવાતું નથી, અને કદાપિ મનમાં વાંછના ધરાવતા હોય તોપણ ક્લેશ, કુસંપ વગેરે આવી લાગવાની ભીતિથી અનુચિત માર્ગ ગ્રહણ કરી શકતા નથી; તો એવી ભીતિ સર્વ સુધારકોને રાખવી જરૂરની છે.

## માત્ર ટુંક નોંધજ કરી છે.

આ પ્રસ્તુત ચર્ચામાં ઘણું વિવેચન વિસ્તારવાળુ કરવાની વૃત્તિ થઇ જાય છે, છતાં તેમ કરવાની લાલચ દબાવી દેવી પડે છે. વિષય અગાધ; સ્થળ સંકોચ અને કાંઇ અન્ય ઉપાધિની પણ પ્રતિકૂળતા; તેથી ટુંકામાં બધાંનો ટિપ્પણો કર્યાની માફક નોંધ કરવામા આવ્યો છે, અને અધિક વિસ્તારનો અવકાશ, અધિક સ્વતંત્રતાથી મત–દર્શન કરાવવાનો સમય અનુકૂળ આવેથી કરાય એવી આશાથી આટલે થોડેથી તૃપ્તિ કરવી ધારી છે.

## હાલની સ્થિતિ ?

સ્પર્શાસ્પર્શનો પર ગામી શૌચાશૌચ; તેના પછી ભક્ષ્યા ભક્ષ્ય, તે પછી રોટી–બેટી વ્યવહાર પણ શૌચાશૌચના અંતર્ભૂત લક્ષણ તરીકે સૂતક–પ્રાયશ્ચિત્ત પણ ગણાય આ ઉપર ઘણે દરજ્જે આધાર રાખતી વર્ણ–વ્યવસ્થાનો ત્યાગ કરાય તો કેટલેથી અટકવુ એ નક્કી થવું જોઇએ; કારણ કે આર્યસમાજવાળા વેદોક્ત આચાર, ગાયાશૌચ વિધાન વગેરે સ્વિકારે છે તો બાજી તાસા બ્રહ્મસમાજના આધુનક એટલે નવી પારટીએ કામ કરનારાઓએ જનોઇની આવશ્યકતા નથી એમ ગણી, લગ્નના નવા ધારા કરવા પ્રયાસો કર્યા. એકજ વર્ણ, એકજ પ્રજા થાય તો એના જેવુ માનસિક મૂર્તીનુ બીજું સતેજ અવલંબન એકે નથી, પરંતુ એ શકય પણ લાગે છે! કદાપિ ઐકયની વાત બની તો–આર્યતા ટળી જશે અને પરંપરા, હીંદુસ્થાનનો અસાધારણ ધર્મ દૂર થશે–વગેરે ભીતિ કદાપિ ન રાખીએ, અને એવું માનવામા આવે કે એમ થયા વિના આપણો સમગ્ર ઉદ્ધાર થવાને નથી, તો તે તો માત્ર મનની કલ્પના અને કલ્પનાના મંદિરો કે મહેલે છે, એમ હાલની સ્થિતિ અનુમાન સબળ રીતે કરાવે છે. કારણકે એ સર્વ સમાજોના કાર્યના પ્રત્યાઘાત તરીકે (થીઓસોફી) અધ્યાત્મ જ્ઞાન મંડળ થયું, અને તે પછી હાલની રાજકીય–સંસ્થા "સ્વદેશી" તરફની બૂમ જે

અસ્તિતામાં આવી ચોમેર નિર્ઘોષ કરી રહેલ છે, તે જોતાં બે ત્રણ યાંત્રિક-બળના વ્યાપારથી પરિણામે કંઇ રીતે ક્યાં કયું બળ વ્યવસ્થા પામે છે તે જોવાનું રહે છે.

## કેળવણી એ પેહેલું પગથીઉં એમ નિર્ણય.

આધુનિક કાળમાં પણ જોઇશું તો લાગશે કે વિષ્ણુ બ્રહ્મચારીના મત પ્રમાણે:—"જે વર્ણમાં જે છોકરો જન્મ્યો હોય ને તે વર્ણનો ગુણ તેનામાં નહોતાં તે વર્ણનું કામ કરે તો તે નરસું કરે તથા લોકને અપ કાર કરે માટે વર્ણ વ્યવસ્થા જોઇએ; માટે છોકરાઓની પરીક્ષા લઇ બ્રાહ્મણ કે ક્ષત્રિય કે વૈશ્ય-શૂદ્રના ગુણ-કર્મનો અંકુર હોય ને તે પ્રમાણે તે તે વર્ણમાં મૂકી, તે તે વર્ણના કામનો અભ્યાસ કરાવવો." દયાનંદ સરસ્વતી કહે છે કે, "ત્રણ વર્ણ કહી છે તેમ મનુષ્યની એકજ જ્ઞાતિ છે, ને વેદમાં આર્યને દસ્યુ-શૂદ્ર, કે વિદ્વાન ને મૂર્ખ એવી બે જ્ઞાતિ કહી છે." આવા વિચારના વેગને લીધે અમુક સ્થળે સંસ્કારની આવશ્યકતા તો માની હોય માટે પતિત ગણાતા વર્ગોને સંસ્કાર કરવામાં આવે છે. હવે જો સંસ્કાર કરવાને ઉંચા સ્થાને મુકવા એ કર્તવ્ય હોય તો પછી અન્ય સ્થળે એમ પણ મનાય કે જનોઇ વગેરેજ સંસ્કાર શા માટે ગણવા, અમે કેળવણીને સંસ્કાર માની લઇશું. એમ કરી કેળવણી આપી પવિત્રતા લાવવા માગે છે; તોપણ આ પગથીએ ચઢવાનો માર્ગ હોઇ તે અરૂચીકર તદ્દન નહિ કહેવાય. આવે સમયે "સંસ્કારે બીજ તથા ગર્ભને લગતાં તાપ ધોવાઇ જાય છે" એ માન્યતા ન હોય તોપણ પ્રયોગમા તે મુદ્દાનો અમલ તો થઇ ચૂકયો. સંસ્કાર એટલે શુદ્ધિકરણ. સ્પર્શાસ્પર્શ ન હોય ત્યાં તો એ જરૂરનું નથી; પણ હોય ત્યાં જે અસ્પર્ય ગણાય તેને સ્પર્શ્ય થવા દેવા માટે અમુક વિધિ કરાય તે સંસ્કાર, દરીઆનું પાણી ક્ષાર-જળ, પીવા યોગ્ય કરવા માટે ઉકાળીને વરાળ એકત્ર કરી ઠારવામા આવે Distillation અને એવી જે કાંઇ ક્રિયા કરાય તે જેમ સંસ્કાર થવા માટે, શુદ્ધિકરણ માટે, તેમ વ્યાવહારિક શુદ્ધિ માટે વેદના સંસ્કાર વિધાનો કરવામાં આવે છે. તેમાં મૂળ મુદ્દો તપાસવા જતાં બહુ બારીકીથી અવલોકન કરવું પડશે, પરંતુ ટુંકામાં આંદોલનો, વિચારની દ્રઢતા, સંકલ્પ-સાહાય, વગેરે અંગો જો પ્રાણભૂત, વેદ-મંત્રો ચ્ચારણ અને ક્રિયા-કરણમાં ગણાય તો, તેને યોજવાના તેવા ને તેવા જે

માર્ગ લેવાય તે લેવાનો બાધ નથી. કેળવણી આધુનિક કાળમાં યોગ્ય પ્રથમ ઉપાય તરીકે મનાયેલ છે તે પણ ઇષ્ટ વાત અમુક દરજ્જે કહેવાય ખરી. કારણકે વેદાધ્યયન ઇત્યાદિ સંસ્કારોમાં મુખ્ય છે, અને સાંસારિક જ્ઞાન હાલ જેમાંથી મળે તેવી સમયાનુકૂળ સંસારની કેળવણી છે, તો તે ગ્રાહ્ય ગણાય. નૈતિક બોધ સંસ્કારોથી બીજે પગથીએ પ્રાપ્ત થાય છે. શમ, દમ, આદિ ગુણો પ્રાપ્ત કરવા જોઇએ, તેજ પ્રમાણે જો કેળવણીનું બળ છે તો તે પ્રથમ ગ્રહણ કરાવવી, અને પતિત વર્ગોનો ઉદ્ધાર તે દ્વારા ધીમે ધીમે પ્રયાસ કરવો, એ હાલ યોગ્ય ગણાશે.

## સ્પર્શાસ્પર્શનો સૂક્ષ્મભાવે વિચાર.

શૌચાશૌચના નિયમોમાં તપાસ કરતાં લાગશે કે રજસ્વલા, સૂતિકા અને પ્રેત-શવ-એટલાં અપવિત્ર ગણ્યાં છે. આના સંબંધમાં ઉંડા ઉતરી વિચાર કરવાનું ઉચિત સ્થળ આ ન ગણાય, માટે એટલુંજ કહેવું પ્રાપ્ત થાય છે કે છેક પતિત વર્ગો જેવા કે ચંડાળ, શ્વપાક, પરીઆ-અર્થાત્ અંત્યજો- ઇત્યાદિ વિના સર્વને એ નિયમો પાળતા જોઇએ છીએ. વળી Segregation સૂતક સંબંધી પાશ્ચાત્ય વિદ્યાનું કાંઇક અંગે અનુમોદન સામાન્ય વખતે જોવાય તેથી જરા અધિક એવું બળ પ્લેગ-ગાંઠીઆ તાવની મરકી-ના પ્રથમના વિભવિ સમયે અધિક માહાત્મ્ય જોવાયું અનુભવાયું; કારણકે મદ્રાસમાં પ્લેગથી મરનારના ભાઇને મુંબઇમાં બેઠે અસર તરીકે પ્લેગ થઇ, અને તેનું પણ મૃત્યુ થયું આકસ્મિકી ક્રિયા સિદ્ધિ Casual or accidental occurrence of event-એમ તો બુદ્ધિવાદમાં નજ મનાય, માટે કાંઇ છૂપી, ગૂઢ, અદ્રશ્ય પણ તર્ક થઇ શકે એવી અસર તેની હોવી જોઇએ એમ માન્યતા નિકળી, તેને પરિણામે Segregation સૂતક-દૂર રાખવુ એ પ્રથા અમલમાં મૂકાઇ. આનો વિસ્તારથી વિચાર ન કરવો છતાં એટલું કહેવાની લાલચમાં લપટાવુ પડયું, તો એટલી ચર્ચા દૂર ખસેડી કહેવું પ્રાપ્ત થાય છે કે, ભક્ષ્યાભક્ષ્ય, જે શૌચાશૌચનું અંગ છે તે તો અવશ્ય ધ્યાનમાં લેવા જેવું છે. સાંસારિક ધોરણેજ એટલી નિર્ણય થયેલ વાત છે કે આ નિયમ પાળવામાં લાભ અધિક સમાયો છે, તે ખર્ચ, તંદુરસ્તીનો બગાડ વગેરે અનેક કારણોથી સિદ્ધ થયેલ માનવા જેવું છે. ટુંકામાં એવાને આચાર કહીશું, હાલ અને

હવેથી એવામાં શૌચાશૌચ સમાવીશું, અને એવાને સ્પર્શાસ્પર્શમાં મૂકી શું-અદ્વિતીય ભૂમિકા—

આચારા ત્પ્રાપ્યતે શ્રેષ્ઠયં આચારાત્કર્મ લભ્યતે ।
કર્માણો જાયતે જ્ઞાનમિતિ વાક્યંમનોઃ સ્મૃતમ્ ॥

વર્ણાશ્રમ ભેદથી શૌચાશૌચ અને શૌચાશૌચથી સ્પર્શાસ્પર્શ-એમ છે માટે જો સર્વનો ઉચ્છેદ કરી ઐક્ય માત્ર ઉત્પન્ન કરવાનો પ્રયાસ થાય તો કે પ્રયાસ નહિં, પણ સાહસ કહેવું પડે, કારણકે જે કાંઇ નવું-સુધારાનું તે ગમે તેવું-આરંભાય તે જુનાની અપેક્ષા વિના થઇ શકે નહિંજ એ સ્વાભાવિક નિયમ છે. જુનાનું ઉત્તરભાવી નવું, માટે જુનામાંથી નવાની છેક ઉત્પત્તિ અગર જોકે ન ગણાય, પણ બીજી પાસા છેક અન્યથા સિદ્ધ પણ નહિં મનાય-મનુષ્યનો સ્વભાવ જાતિ એટલે જન્મથી સિદ્ધ છે, તો પછી જન્મથી અમુક લાગણી પણ અવિશંકનીય રીતે સિદ્ધ છે; તો પછી જન્મથીજ અમુક વૃતિ અમુક ધંધા માટે વળણ એ પણ એજ રીતે સિદ્ધ છે; અને તેને દૂર કરનાર કેળવણી અમુક અંશે માની લેવાય, છતાં સર્વ પાસા તે સફળ નિવડે તેને માટે ખાત્રી ન કહેવાય. ઓઘે ઉતરેલ વૃત્તિઓ, લોહીના વેગો, રાજસી કે તામસી કે સાત્વિક વળણો અને કર્મો એકાએક ફેરવાય તે ફલદાતા પ્રયાસ બને કે નહિં તે નક્કી ન કરી શકાય; અને કઇ દિશામાં ફળીભૂત થશે તે પણ ચોકસ ન કહેવાય. જેમ બકી કહે છે તેમ સામાજીક શાસ્ત્ર અને રાષ્ટ્રીય-વિદ્યા-નયશાસ્ત્ર-પ્રયોગને આધારે આગળ વધે છે; પ્રયોગ-અનુભવથી વ્યાપ્ત જ્ઞાન થાય છે; કાર્ય-કારણ ભાવ બંધાય છે; અને કોઇ અમુક દેશ કાલ સંબંધે કાંઇક કહેવું હોય તો તે એકાએક દ્રઢ સિદ્ધિરૂપે કહેવાય નહિં એમ બોધ સમજવાનો છે.

## સુધારાનો થોડાં વર્ષો પહેલાંનો અનુભવ.

વળી અનુભવ તપાસી જોતા પણ લાગશે કે આગળ સુધારો શરૂ થયો તે સમયમાં એક પાસા પ્રવૃત્તિ બળ તો બીજી પાસા જુના વિચારોનું નીવૃત્તિ-બળ, બંનેના દ્વંદ્વ યુદ્ધમાં પરિણામ સ્થિરતાજ આવ્યું; બંને યુદ્ધ કરી થાકયા, હારી ગયા, નિરાશ થયા અને થોડીવાર વિરામ ચિન્હ વર્તાર્યું. "ઉધમ ખ તે શું ન બને રે પહાડ પાણી થઇ જાય" એક પાસા આ મહા વાક્ય; તો બીજી પાસા "ધાર્યું ન થાએ થવાનું તે થાએ આશા એ ફોકટ જીવ ઠગાએ" એ મહા વાકય,-પરિણામ ઘડીભર શૂન્યતા. છેવટે

નર્મદાશંકર કહે છે કે; "વ્યવસ્થા જ્યારે જેવી જેમ થવાની હશે તેમ થશે ને કરનારો પુરૂષ પ્રકટશે તે વેળાએ હિંદુઓ! તમે સ્વધર્મ ઉપર ભ. ક્ત રાખતા થાઓ એમ કહેવાનો દહાડો આવ્યો છે તો વ્યવસ્થા વિષે હમણાં શું બોલવું? તોપણ આ વેળાનેજ માટે થોડીક યોજના લખીશું કે તે અધિકારીઓ પ્રયોગમાં આણે સ્વધર્મના અધિકારી જે સંન્યાસી તથા બ્રાહ્મણ અને સંપ્રદાયના આચાર્ય, કુળ, તથા મોટા પંથોના ગુરૂ (સુધારાવાળાના કટ્ટા શત્રુ, માત્ર તેઓની હમણાંની અનીતિને માટે નહિં પણ ધર્મની ધાંધલ મચાવનારા માટે) એઓએ હવે જાગ્રત થવું—પોતે ધર્મ કર્મ કરવાં, સદા ચાર પાળવો, ને લોકને તેમ કરવા વિષે બોધ કરવો. નિત્ય કર્મને શુભા શુભ નૈમિત્તિક કર્મની પદ્ધતિ સંક્ષેપમાં રચી તે પ્રમાણે કર્મ કરવાં કરાવવાં પણ શ્રદ્ધા ભાવે તે થાય તે વિષે અવશ્ય બોધ" અનુભવ આમ શિક્ષણ આપે છે, તો પછી ઉત્કટ ભાવ, ઉચ્છેદક બુદ્ધિ કે ઉન્માર્ગ ગામી વ્યવસાય ન કરાય એ સાર ખેંચી શકાય. તે કવે છે કે—"પ્રવૃત્ત જુનું વળ ગણ તો એ ધર્મ હઠે રહેવાશે; હૃદય દ્રવ્ય ઉકળશે ત્યારે પર્વત તે ઉચલાશે" આ વાત અચૂક ધ્યાનમાં લઈ પગલાં ભરવાં. "જ્ઞાતિ વિષયમાં સુધારો છેકજ સપડાઇ ગયો. સને ૧૮૬૦-૭૨ માં ગુજરાત કાઠીઆવાડમાં બધે જ્યાં ત્યાં બ્રાહ્મણ, વાણીઆની જ્ઞાતિઓ માં તડ ને બંધી, પ્રાયશ્ચિત્ત ને દંડ, કંકાસ ને કલેશ, દ્વેષ ને મમત, સત્તા ને ધન, વહાલામાં વેર ને જમવાનાં ઘેર એ જોવામાં આવ્યાં હતાં ત્યારે સુધારાવાળાએ ન્યાત બહાર એ શબ્દ ઉપર સરકારી કાયદાને પોતા ની તરફ લીધા ત્યારે ન્યાતવાળાએ વહેવાર આગળ પાડયો ".........હવે આ પ્રસ્તુત વિષય પરત્વે કાયદો કરી કરાવી, સરકારી અનુમતિ મેળવી, સ્પર્શાસ્પર્શ ટાળવો એમ તો કહી શકાય તેમ નથી, કારણ જે બંધારણ લોકોમાં ઘણે સ્થળે આપ્રય કે તિરસ્કારને પાત્ર થયું હોય તથા દયાનું સ્થાન હોય તેમજ સાર્વજનિક વિષય હોય ત્યાં સરકારી કાયદો કરાવી શકાય; જેવાં કે:—સતી થવાનો રીવાજ; વિધવા પુનર્વીવાહ, પરંતુ સતી સંબંધના ધારા જેવો સખ્ત તથા ઉગ્રસ્વરૂપનો ધારો પુનર્વીવાહનો પણ નથી થઈ શકયો.

## સાહજીક ભેદ પણ ધીમે ધીમે દૂર કરાય.

બીજી રીતે જોઇશું તો લાગશે કે દેશોદેશ ને કાળેકાળે અંત્યજ અર્થાત્ હલકો ધંધો કરનાર વર્ગ હોવો જોઇએ. પાશ્ચાત્ય દેશ કે ગમે ત્યાં

Scavengers ઝાડુ કાઢનાર વર્ગ હોય તેઓની સાથે સર્વ કોઇ રોટી-બેટી વ્યવહાર રાખી શકશે ? એ પ્રશ્નનો નિર્ણય કર્યા વિના એવોજ પ્રશ્ન આ દેશમાં ઉદ્‌ભવે તેનો નિર્ણય કરવામાં ઉતાવળા ન થવું એ ડહાપણ ગણાય. કોઇ સામાન્ય સ્થિતિનો માણસ વિલાયતમાં એવી છૂટ વાપરશે ? ડીકવીન્સીના પોતાના જીવનચરિત્રમાં તેને એવી રખડતી છોકરી સાથે રહેવું પડતું વિગેરે જે વર્ણન દ્વારા તેણે પ્રકટ કર્યું છે તે સ્પષ્ટ રીતે તેના હૃદયનો ભાવ પ્રકાશમાં મૂકવા સમર્થ છે. જો એવી હદપાર છૂટ કોઇ સ્થળે નથી તો મમતના માર્યા એટલું બધું સાહસ આપણા દેશમાં ને આપણા સમયમાં શા માટે અને કયા સારા ફળની પ્રાપ્તિની આશાએ વ્હોરી લેવું, એ નક્કી કર્યા પછી આગળ વધાય તો સારૂં. આનો આશય એવો નથી કે તે બંધનો-સ્પર્શાસ્પર્શના-ઢીલાં કરવાને પણ પ્રયાસ ન કરવો, જેને વિષે તો ઉપર યોગ્ય ચર્ચા થઇ અને હજી કરાશે.

## ન કરવાથી હાનિ.

એક તરફ એટલો ઉહાપોહ કર્યો. બીજી તરફ જોઇ શુ તો અનુભવાય છે કે હીંદુસ્થાનમાં લગભગ સર્વ સ્થળે આરે આવી પતિત કોમોમાં છેક છે. વાડે રહેલી જેવી કે ઢેઢ, ભંગીઆ પૈરીઆ વગેરે જેને સામાન્ય રીતે અંત્યજ, ચંડાળ, શ્વપાકના નામથી કે અનાર્મિક તરીકે ઓળખાય છે તેવાઓનો હિંદુઓ જ્યારે સ્વીકાર નથી કરતા, તેઓનું નામ માત્ર લેતાં અભડાય માટે અનામિક કહેવાયા, તેઓની દયામણી સ્થિતિ માટે દિલસુત્રી ન વાપરવામાં આવે, અને તેઓની ગરીબીમાં કાયમ રૂમાયા જવાનુંજ નિર્માણ થયેલ પ્રજા તરીકે રહે; ત્યારે તેઓને જે રસ્તે ઉદ્ધાર થાય તે રસ્તે ઉદ્ધારનો લાભ તેઓ લેવા માંડે છે. ખ્રિસ્તી ધર્મ સ્વીકારે છે, મુસલમાની ધર્મ કબુલ કરે છે, અને અનેક માર્ગે જ્યાં તેઓને જન્મ ધરી સુખનો અભાવ ટળે એવા લાગો શોધે છે, તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. આવે સમયે હિંદુઓમાંના કેટલાક કેળવાએલાની આંખો ઉઘડે છે, તેઓને હિંદુ ન મટવા માટે યોજનાઓ રચે છે અને ઉપયોગમા લાવી, તેઓને સારી સ્થિતિમાં લાવવા સતત પ્રયાસો કરે છે.

## હિંદુ ધર્મમાં રાખવાના પ્રયાસો.

એવા પ્રયાસો કરવા માટે આર્ય સમાજ યોજનાઓ અમુક અંશે અમલમાં મૂકે છે તો બીજી તરફથી સોશ્યલ કૉન્ફરન્સો-સામાજીક સભા

મંડળો—તેમ કરવા પછાત નથી ધરાવતા. હિંદુ ધર્મમાં બહારનાઓને લેવાનો રીવાજ નથી એટલે પરપ્રવેશા ક્ષમ હિંદુ ધર્મ Non-propagandist Un-proselytising હોવાથી બીજાઓને સ્વીકારવા તત્પર નથી; ત્યારે તે તત્પરતા ઉમજ્ન કરી કાઢી, અમુક સ્થળે તેવાં મંડળો સ્થપાયાં છે, અને એ મંડળો કાર્ય કરવામાં ચંચળતાનું દર્શન કરાવે છે; તેઓ પતિત વર્ગનો ઉદ્ધાર કરવામાં ઉત્સુકતા બહાર પડે છે; કેળવણીનાં સાધનો પુરાં પાડે છે; અને સાંસારિક સુખનો ઉપભોગ લેવાની અંત્યજ વર્ગોની તૈયારી કરાવે છે.

## યોગ્યતાની સર્વત્ર ફતેહ Survival of the Fittest.

આવા પ્રયાસથી શું સિદ્ધ થયું? (૧) ભ્રાતૃભાવ પરંપરાથી ચાલ્યે આવતો હતો તેનો ત્યાગ કરી જે વર્ગો અન્ય પક્ષ સાથે ભ્રાતૃભાવ ધારણ કરવા જાય, તો આપણા મંડળના એટલા સોબતીની આપણી તરફ પ્રીતી ઓછી થઇ ગણાય, માટે એ પ્રતિ કાયમ રહે છે. (૨) ભ્રાતૃભાવ ટળે તે સાથે વળી તેઓ હિંદુ મટી અન્ય ધર્મ ગ્રહણ કરે તેથી તેઓની વ્યવહારમાં દશા સુધરી જાય, ત્યારે તેઓની જગ્યાએ જન–સમાજમાં કોઇએ તો કામ–ધંધા તેનો તે કરવોજ જોઇએ; અને તે કરવાનો કોનો વારો આવશે તે મુકરર નથી, પણ ધંધા વિનાના પુરૂષોનો આવશે અને જે સુસ્તિ વગેરે અવગુણોને લીધે પોતે પતિતપણું ગ્રહણ થાય તેવું વર્તન કરશે તેનો વારો આવશે, એવી ભીતિ રહે છે. (૩) જ્યારે ખ્રિસ્તી ધર્મ વાળા વગેરે આચાર પતિત છે અને તેઓની સાથે સ્પર્શ કે સંસર્ગ કરવામાં વાધો કે બાધ નથી અને ભલે રોટી–બેટી વ્યવહાર ન કરાય તો પણ સામાન્ય રીતે તેઓની સાથે સંબંધમાં આવી શકાય, લેવડદેવડ સિધી રીતે, પરબારી થઇ શકે, તો આવા હિંદુ ધર્મના વર્ગે કયો ગુન્હો કર્યો કે તેઓ જનસમુદાયમાં ભળવા કે હળવામલવાને પણ લાયક ન મનાય! (૪) અમુક શૌચાશૌચના કે આચારવિચારના નિયમો ન પાળયા તેમાં તેઓને આવી દયામણી ને પાયમાલીની સ્થિતિએ પહોચાડવા કે પહોંચ્યા પછી ઉદ્ધારવા નહિં એવા દુરાગ્રહમાં ન્યાય કે કુદરતી લાગણીનો અભાવજ વર્તાય છે; માટે તેવોજ જે આચારનો કે શૌચનો કાયદો નથી માનતા તેવા અન્ય ધર્મ–ખ્રિસ્તી ઇસ્લાદિ–ના લોકો સાથે જે અને જેવી જાતિનો વ્યવહાર જોડાય છે, તે અને તેવી જાતિનો વ્યવહાર તો આઓની સાથે અવશ્ય રાખવો જોઇએ, અને એમ નહિં રાખીએ તો હિંદુ ધર્મનાં

છોકરાં મટી તેઓ અન્ય ધર્મનું સ્વાભાવિક રીતે શરણ લેતાં થશે. (૫) કદાપિ પૂર્વના યુગોમાં ગમે ત્યારે આવી દયા વિનાની લાગણી રાખી તેનું બાધકારક ચિન્હ જોવાયું, તો હવે જ્યારે અંગ્રેજી કેળવણી પ્રસરી છે, ઠામેઠામે અને ગામેગામે ખ્રિસ્તી ધર્મ વગેરેના પાદરીઓ આવા અંત્યજ વર્ગોના લોકો ઉપર ધર્મ બદલાવવાની સારી અસર કરવા મંડયા છે, તેવામાં જો આપણે નહિં ચેતીએ અને સમય સૂચકતા નહિં વાપરીએ તો આપણા વાડામાંથી આપણા સમુદાયમાંથી, આપણા એક ધર્મના ભાઈઓના પરાપૂર્વના જામેલા મંડળમાંથી અમુક વ્યક્તિઓ દૂર જઈ, લાંબા કાળનો ભ્રાતૃભાવ તોડશે અને તેઓ પોતાની પ્રીતિ અન્ય સ્થળે જોડશે. પ્રીતિ આધેય છે; તેને આધારની આવશ્યકતા છે; માટે આધારનું સ્થાન જડે કે તરત તે મૂકાયા વિના રહેતી નથી. (૬) પાદરીઓની નિશાળો વગેરે કેળવણીનાં ઠેકાણાં ઉભા થયાં છે, ધર્મધાકાર કાર્યો ચલાવે જાય છે, તેનો લાભ, તેઓને, ભાઈ બાપુ કહી સારી મીઠી જીભે બોલાવી, હેત મમતા રાખી, ખેડી અને કદાપિ પૈસાની લાલચમાં પણ નાખી, આપે છે ત્યારે આપણે તો માત્ર આવી મુસીબતોમાં ઉતર્યા વિના કેવળ શાળાઓ ઉઘાડવી એટલુંજ કર્તવ્ય હોય અને કેળવણી આપવા માંડવી એટલીજ પદ્ધતિ રાખીએ, તોપણ વાંછિત ફળની પ્રાપ્તિ થાય છે તેવે વખતે વિલંબ શામાટે કરવો જોઈએ ? (૭) કાંઈ પણ છછેકાઈ નકામી ન રાખવી; સ્પર્શ છૂટથી કરવો; એટલોજ પ્રતિબંધ તોડવામાં આવે અને નિશાળોમાં સર્વની સાથે ભણતર માટેજ કેવળ સમાનતા પ્રથમ પગથીએ રખાય તો તેઓને ઓર આનંદ ઉત્પન્ન થશે, અને અન્ય સંપ્રદાય કે ધર્મમા મળતી લાલચ તેઓ જતી કરશે, એવી હજી પણ પરંપરાની અસર અનુભાવશે, તો તદનુસાર વર્તન કરવું યોગ્ય ગણાય. (૮) કદાપિ શાળાઓ અલગ રખાય તોપણ બાધ નથી; શરૂઆતમાં અલગતા કાંઈ ગણત્રીવાળી નહિં થઈ પડે; કારણકે તેઓની સ્થિતિ સુધારવા તરફ લક્ષ અપાયું એ તેઓની પ્રથમ મતલબ પાર પડી ચૂકવાનો તેમાં પૂર્ણ અવકાશ રહેશે.

## સ્પર્શાસ્પર્શનાં અનિષ્ટો.

પહેલાં આરંભ દશામાં આ બાબદો માન્ય કરવા યોગ્ય છે; કારણકે એ દિશા પણ જોવા લાયક છે. અંત્યજ વર્ગોનાં દુઃખ જેવાં તેવાં નથી:-

તેઓને ગામને સીમાડે દૂર નિવાસ કરવાનો હોય છે; તેઓ પરગામ જાય કે ગમે ત્યાં જાય પણ સામાન્ય લોકોથી દૂર રહેવું પડે છે. ધર્મશાળા વગેરે આશ્રમસ્થાનોમા ઉતરી શકાતું નથી; પાણી ભરવાના તેઓના કૂવા ઇત્યાદિ જળાશયો પણ અલગ હોય છે; વણકર ઇત્યાદિ હલકા ધંધા સિવાય બીજો ધંધો તેઓથી થઇ શકતો નથી; કોઇ ખાતામા કે કોઇ ખાનગી સ્થળે નોકરી તેઓને મળતી નથી; કામ કરવાનું પણ અમુક જે પરંપરાથી ચાલ્યું આવતું હોય તેજ કરાય છે; કોઇ સ્થળે માલ ખરીદ કરવા જાય તો તેઓને અડકીને માલની પરીક્ષા કરવાનો અધિકાર હોતો નથી અને જેવો મળે તેવો લઇ લેવાથીજ માત્ર સંતોષ પરાણે રખાય છે; નામુંઠામું સહીપત્રી કરાય કે છૂટથી રખાય નહિ તેને પરિણામે અપ્રમાણિક વ્યાપારીઓ તેઓ ઉપર ગેરલાભ લે એ પણ સ્વાભાવિક છે, અને એવું પણ સાભળેલ છે કે કોઇ સ્થળે તો ખોટા દસ્તાવેજો કરી તેઓની સામા રજુ કરી, કોર્ટોમાં ન્યાયને બદલે તેઓ ઉપર ગેરઇનસાફ, અજ્ઞાનતા અને છેતરપીંડીથી કરાવાય તો બનવા યોગ્ય છે. કદાપિ તે વર્ગમાના કોઇને વેપારમાંથી પ્રમાણિકપણાને રસ્તે પૈસો મળ્યો તો તેનો છૂટથી ઉપયોગ કે ઉપભોગ તે કરી શકતો નથી; માત્ર સંચય કરે અને બીજા ભણેલ કે અપ્રમાણિક પુરૂષો તે છીનવી લે, એવી ગતિએ પહોંચાડે.

## બેવડો અમલ કે બેવડું જ્ઞાન ?

બર્કેનું ડબલ કેબીનેટ સીસ્ટમ અર્થાત્ બેવડુ સાચિવ્ય મંડળ કે કલાઇવનું ડયુઅલ ગવર્મેંટ–યાને દ્વૈત–રાજ્યાધિકાર, હિંદુસ્થાન ઉપર પચ પૂર્વથી ચાલ્યું આવેલ છે, કારણ કે એક તો લાકિક રાજ્ય–સત્તાધિકારીઓ અને બીજા ધાર્મીક–બ્રાહ્મણ–અધિકારીઓ. આમાંથી ધર્મ સમયે ધર્મ, સંસાર વ્યવહાર–આજીવિકાથી સંસાર ઉપભોગ સમયે તે–એમ રાખી રહીએ તોપણ ધર્મ વારંવાર માંહેથી ડોકીઆ કર્યા કરે છે, કોઇવાર માથું મારે છે ને અવારનવાર ડોળા ગરગરાવતે ધમકી આપે છે. તે હરદમ ન સહન થાય એવી વાત છે. એવું ધ્યાનમાં લાવનારાઓને તેમજ ધર્મ માટે અંધપણે મરી પડનારાઓને પણ બેવડા રાજ્યાધિકારીઓ રહેવા દેવામાં જંપ કે સુખ માની લેવાની સ્પષ્ટ ના હોય તો અયોગ્ય ન કહેવાય. પ્રથમ તો દેશ–કાલોચિત ભાવીની દરકાર; અને ભૂતને ધારણે, એમ વર્તમાનમાં વર્તન

રાખવાની વાત સ્વીકારવા યોગ્ય સર્વને હોવી જોઈએ; પણ વારંવાર ભૂત પરંપરાનો ભૂત કે યમદૂત જેવો વળગાડ રહ્યા કરે તે કોઈ રીતે પસંદ હાલના કેળવાએલ જમાનામાં ન આવે તો આ સ્વભાવિક ન મનાય, જ્ઞાન બેવડું થયું છે; ધાર્મીક જ્ઞાન ફક્ત હતું તેને બદલે સાંસારિક—જે અદ્યાપિ લગભગ શૂન્યપ્રાય હતું—જ્ઞાન અને ધાર્મીક જ્ઞાન એમ થવા લાગ્યું છે; આગળ, ચૌદ આના એક રૂપૈઆમાં ધાર્મીક જ્ઞાન ના લેખાય ને બે આના સાંસારિક નાવો હાલના કાળમાં તદ્દન તેથી વિપરિત ભાવ બની રહ્યો છે; એટલે જ્ઞાનનું બેવડું રાજ્ય થયું મનાય. પણ પેલા માણસના બેવડા અમલ કરતાં જ્ઞાનનો બેવડો અમલ અધિક પસંદ કરવા જેવો છે. તો હવે જે અંત્યજ વર્ગો બીચારા બેવડા અમલમાં રીબાયા અને વર્ષોના વર્ષો સુધી દુઃખ માત્ર ભોગવી ચૂક્યા તેનો હાલના જ્ઞાનના રાજ્યમાં દુઃખ ધ્વંસ કરી કે કરાવી સુખનો વારો લાવવા દેવામાં કાંઈજ હક નહિ ?

## હિલચાલની શરૂઆત.

મદ્રાસમાં તો પેરીઆને કેળવણી માટે તથા તેના ઉદ્ધારને માટે યોજનાઓ થઈ છે; પરંતુ મુંબઈ ઈલાકામા પણ ઘણા વર્ષોથી તેવી યોજનાઓની હિલચાલ થઈ, અમલમાં મૂકાતી જાય છે. મહારાષ્ટ્રમાં ગામડાંના લોકોને કેળવણી માટે સભા મંડળ કાર્ય ધમધોકાર ચલવે જાય છે; અને મુંબઈમાં પણ હાલ તે પ્રમાણે કરાય છે, ભરૂચમાં પણ તેવી હિલચાલ જામી છે, વડોદરાના રાજ્યમાં તો તેજ હિલચાલ અધિક અસર ફેલાવવા સમર્થ બની છે. મદ્રાસ ઈલાકામાં ત્રાવણકોરના રાજ્યમાં સારી ફતેહ થતી આવે છે. તીઆ, એલાવા વગેરે પેરીઆનો જથ્થો ૧૬.૧૨ ટકા ત્યાંની વસતિમાં છે, અને હિંદુઓ તે સિવાયના ૨૨.૦૫; તો એટલા બધાને પતિત સ્થાને ડાંભી મૂકવા વ્યાજબી ગણાશે ? ત્રાવણકોરમાં બનેલ એક કિસ્સો* જાણવા લાયક છે:—ત્યાંની રાષ્ટ્રીય સત્તા તરફથી વકીલની પરીક્ષા માટે અરજી મોકલવાની રજા છે એવી જાહેર સૂચના Notice થઈ તેમાં એક તીઆએ એ માટે પોતાની ફી-વેતન-સહિત અરજી મોકલી. અરજી નામંજુર થઈ; જ્ઞાતિને કારણે તેને

---

* ઈ૦ સ૦ ૧૮૯૫ નો કૉન્ફરન્સનો રીપોર્ટ.

પરીક્ષામાં બેસવા ન દીધો; તેની ફી પણ તેને પાછી ન મળી; અને છેવટે ચીસ તથા મમતનો માર્યો તેજ માણસ અંગ્રેજી કેળવણી આપી, પોતાના દીકરાને ઇ૦ સ૦ ૧૮૮૨ માં બી૦ એ૦ ની ડીગ્રી અપાવવા સમર્થ થયો; તેણે ત્રાવણકોરના રાજ્યમાં નોકરી માટે અરજ કરી; ના મંજુર થઇ; અંગ્રેજ સરકારના ખાતાંમાં મહેનત કરી નોકરી મેળવી; અને ૧૮૯૫ માં રૂ. ૧૫૦)ના પગારથી સેટલમેંટ ઓફીસર–વ્યવસ્થાપક અધિકારી તરીકે હતો. તેવીજ હકીકત લગભગ તેના એક ભાઇની હતી; તે વૈદકીયશાળાની પરીક્ષામાં પસાર થઇ, ત્રાવણકોરની નોકરીની ના કહેવાયાથી, સરકારી નોકરીમાં રહ્યો; અને સારો હોદ્દો ભોગવે છે. ટુંકામાં ત્રાવણકોર તરફ એટલે મદ્રાસ ઇલાકામાં તો અંત્યજ વર્ગોના કેટલાક લોકોજ પોતે હક્ક માટે અરજ આજીજી કરતાં શીખ્યા છે. ત્રાવણકોરના મહારાજા ઉપર દસ હજાર લોકોએ શરૂઆતમા પોતાની તરફ સારૂં વર્તન કરાવવાને માટે અરજી કરવામાં આવેલ; અને તેઓના ધંધા તરફ ગેરઇન્સાફ ન કરવા આજીજી કરેલ.

## સમાનશાળાનો ઉપયોગ કે જુદી જુદી શાળા ?

હવે બીજી તરફથી, જેમ એકમેક આ પતિત વર્ગોને સારૂં વર્તન વગેરે હકકોની પ્રાપ્તિ કરવી છે કે કરાવવી છે, તેવી રીતે, તે શિવાયના બીજા હિંદુ–વર્ગોની લાગણી ઉશ્કેરાય કે દૂભાય નહિં તેને માટે પણ સાથે જ યોજના કરવાની અગત્ય છે. એજ ત્રાવણકોરના દાખલાથી સ્પષ્ટ વાત થશે; અગર જોકે બીજે સ્થળે પણ અનુભવ એવોજ કરાયો હોય, કરાતો જાય અને કદાપિ કરાશે, તોપણ આપણે અનુભવ થવા સારૂ દ્રષ્ટાંત ત્રાવણકોરનો લઇ સિદ્ધાંતને પુષ્ટિ આપીએ–તીઆ લોકોમાના મોટા ભાગે પોતાના છોકરાઓને ભણવા જવા દેવાની પરવાનગી માગી, નામંજુર થઇ; બે ત્રણ વખત અરજ ગુજારી, પણ છેવટે જ્યારે સત્તાધારીઓનું મન પીગળ્યું ત્યારે ભણવા આવનારનાં માબાપોએ વાંધો લીધો કે પતિત વર્ગોમાંનો એક પણ એ નિશાળોમાં દાખલ ન થાય; આખરે તે વખતે અરજ મારી ગઇ. મુદ્દો એટલો છે કે એવી પરવાનગી મળે અને છુટથી સેળભેળ થઇ, બધા વર્ગો સાથે સમાનપણે ભણભણવા આવે જાય તો હાલના ઉંચા વર્ગોના લોકો તે નિશાળમાં પોતાનાં છોકરાંને મોકલતા બંધ થાય તેવી ભિતી રહે છે; કારણકે એ ભિતી કદાપી ભાંગ્યું ગાંડે

સ્વભાવ એ ન્યાયે લાંબી ન ટકે, પણ શરૂઆતમાં તો ખળભળાટ કરી મૂકે; સત્તા આગળ શાણપણું ન ચાલે એ ન્યાયે છેવટે થાકી હારીને છુટથી વર્તવું પડે, પણ એટલી દ્રઢતાથી પગલું ભરાવું જોઇએ. સરકારે રેલવે ગાડી-અગ્નિ રથમાં છુટ રાખી તે દિવસોમાં બુમબરાડા પાડયા પણ અંતે લોકો સર્વે હાલ બેસે છે, કદાપિ કોઇ રેલવેમાં અલગ ખાનું કે ડબ્બો રાખવામાં આવે, પણ તે આરંભ કાળની માત્ર નિર્જીવ નિશાની સમજી લેવાની થાય છે. પાક કાળે સઘળું સરખું થઇ જશે એવી ધીરજ અને દ્રઢતાથી જે પગલાં ભરાય તેમાં વાંધા ઓછા નડવા સંભવ છે, કારણકે એવે વખતે એમ વિચાર કરવો જોઇએ કે અના એ લોકો સરકારી શાળાઓમાં જાય તો પ્રવેશ છુટથી કરી શકે; વળી સરકારી આશ્રય તળે અને કરી તે જઇ શકવામાં બાધ નથી; છેવટનો ઉપાય ખ્રિસ્તી થવાનો અને તે પણ તેઓ અજમાવી શકે, એવે એવે પ્રકારે જો ઉંચા ગણાતા વર્ગોને ફળ એનું એ જોવાનું છે તો પોતેજ ડાહપણથી, દયા ભાવ રાખી, મમતા ખોટી મૂકી દઇ, પોતાના મંડળમાંથી તેઓને ન જવા દે અને ભ્રાતૃભાવ ન ખોવાનું ધ્યાનમાં કાયમ રાખ્યા કરે એ કેટલા લાભો પેદા કરનારી યોજના નિવડે? તેઓ ગરીબ છે; સ્થિતિમાં દુર્બલ છે, પૈસાના ઉપયોગમાં બહોળી રીતે આવી ન શકે તેવી કંગાલ હાલતમાં છે. તો તેઓને મદદ ન કરવી એ કયાંનો ન્યાય? બુભુક્ષત: કિં નકરોતિ પાપ।। ભૂખ્યા માણસને કાંઇ ભાન હોતું નથી, તેથી તેવા લોકો ચોરી વગેરે અનાચાર કરે, તેના કરતાં ધર્મના આચાર ન કરે તે કાંઇ મોટું પાપ નથી! આચાર ન કરે તેના કરતાં અના ચાર ગુહયો હોઇ તેમાંથી દૂર રાખવા એ સર્વનો ધર્મ છે! "પીપા પાપ ન કીજીએ કે પુણ્ય કર્યું સોવાર"—પાપ ન કરવુ એજ પુણ્ય છે—એ વાત સ્વત: સિદ્ધ હોઇ દુરાચાર કે અનાચારમાંથી બચાવવા એ સર્વનો ધર્મ છે! સરકાર તો, આપણે પ્રમાદ કરીશુ તોપણ, બચાવવા તત્પર છે માટે તેવી દયાની, ન્યાયની, પ્રીતિની, ભ્રાતૃભાવની વાતમાં અગ્રેસર બની આપણેજ તે યશ, તે માન, તે આનંદ કા ધારણ ન કરી શકીએ?

**બંને બાજુ સુધારવાનો અવકાશ છે તે સેવો.**

સ્પર્શાસ્પર્શનો બાધ જો શૌચાશૌચ કે ભક્ષ્યા ભક્ષ્યથીજ કેવળ આવતો હોય તો હાલ કેટલાક ઉંચી કોમના લોકો જેણે પ્રતિબંધ તરીકે પાળવાના છે એવા નિયમો તોડે છે. અભક્ષ્ય ચીજો ખાય છે; પીએ છે; અને અસ્થાને ક્રીડા કરે છે; તો એવાઓનું સ્પર્શાસ્પર્શમાં ગણત્રી કરવાનું

જેમ ઢીલું મૂકાય છે અથવા તેમાં અખાડા કરાય છે—આંખ આડા કાન ધરાય છે—તેમજ જાણે કાં ભાઈઓને બચાવવાના હેતુજ દોરાઈને સુકૃત્ય ન કરતા હોઈએ એમ વિચારી વર્તવું જોઈએ. પતિત કોમો, અંત્યજ વર્ગોને તો સુધારવા છે, માટે તેઓને પણ ભલે ભક્ષ્યા ભક્ષ્યની રહેવાની રીતિમાં લાવવા સતત પ્રયાસો કરાય; કારણકે તેમાં લાભ ઘણી રીતે સમાયો છે; તેની સાથે વળી ઉંચી ગણાતી કોમોના પતિત થવાના રસ્તા શોધતા હોય કે વિમાર્ગે ગમન કરી ચૂકયા હોય તેવાઓને પણ સાથેજ સુધારવા જોઈએ; ભ્રાતૃભાવ બંનેમાં સમાન દરજજે સમાયો છે; માટે આ કર્તવ્ય અમુક આગેવાનો કે અમુક સ્વદેશી રાજ્ય સત્તા કરે ને ફળની પ્રાપ્તિનો અનુભવ કરાવે તેથીજ સંતોષ માનવાનો નથી. આ કર્તવ્ય તો ફરજ તરીકે સહુ કોઈને કરવાની જરૂર છે. પ્રથમનું પગલું કોઈ રીતે ગેર વ્યાજબી નથી, માટે તે ભરવામાં કોઈએ વાંધો ન રાખી વર્તન કરવું એમાં ખરૂં મનુષ્યત્વ, ખરો પુરૂષાર્થ અને ખરો ધાર્મીક કર્મ માર્ગ સમાયો છે.

## પ્રથમનું સુધારાનું પગલું.

રોટી—બેટી વ્યવહાર રાખવારૂપી ફટકો પ્રથમારંભમાં મારવા જતાં વાગી બેસે, સામાજીક દેહને ઇજા થાય; સ્થૂળ સમુદાયને વ્યથા થાય; સૂક્ષ્મ લાગણીઓ દૂભાય, અને માહોમાંહે કુસંપનો ભારે ખળભળાટ થઈ જાય. રોટી બેટીથી શરૂ કરવું તે લાકડાંને ખોટે છેડેથી છોલવાનું કામ શરૂ કર્યા જેવું હોઇ, તે વાત તો નસર્ગીક પરિણામ રૂપે સ્વતઃ આવી લાગવા દેવામાંજ સર્વનું હિત સમાયું છે. જેમ કાર્લાઇલ અને રસ્કીન સામાજી સુધારાને માટે એકદમ ફેરફાર કે એકદમ લાભ થશે તે વાત સ્વીકારવામાં જરા પ્રમાણમાં પછાત માની લેવાય; અને જેમ રાષ્ટ્રીય છૂટ કે સ્વતંત્રતા પણ આસંતિક આપતાં કાંઇનું કાંઇ અદ્દભુત પરિણામ આવી જાય, તેમ આપણી સંસારની સામાજીક વ્યવસ્થામા પણ અત્યંત સુધારો કરવામાં માલ નથી, એમ ઇતિહાસદ્વારા ઉપર દર્શન કરાવવા પ્રયાસ થયો છે; તો હવે એટલું ધ્યાનમાં લેવાનું કે ટુંકામાં બોલીએ તો કેળવણી ઉદ્યોગ શિખવશે, ત્રીજી ભૂમીકા એ ઉદ્યોગથી સદ્દગુણ, સદવર્તન, સારી સ્થિતિ એ સર્વે પ્રાપ્ત કરતા પતિત કોમોના લોકો થશે; અને તેમ થયેથી તેઓની ગણત્રી પણ જુદી થશે; જેથી પ્રથમ રોટી બ્યવહાર અને છેવટે બેટી વ્યવહારનો વારો આવી લાગશે.

## આ પગલું કોણે ભરવું અને શા માટે.

મદ્રાસ ઇલાકામાં પેરીઆ અને અડખેપડખે જુદી કોમોનાં નામો તીઆ વગેરે ઉપર કહ્યાં તે છે; મુંબઇ ઇલાકામાં અંત્યજ અને મહાર, માંગ, ચંભાર, ઢેઢ, ભંગીઆ ઇત્યાદિ નામોથી ઓળખાય છે. આ બધાને અપશબ્દવાળી ગાળ તથા અનેક પ્રકારના માર-પ્રહાર-શિવાયની સભ્ય રીતિ કે વર્તન પદ્ધતિ પ્રયોજવામાં આવતી નથી; તે ભ્રાતૃભાવ કે આવું કરાય તે ભ્રાતૃભાવ? આવે વખતે અણીનો લાભ લઇ ખ્રિસ્તી પાદરી પોતાનો ભ્રાતૃભાવ કર્મ, વચન વગેરેથી સિદ્ધ કરી આપે છે. તેઓના ઝુપડાંમાં જઇ સ્વચ્છતા વગેરેના નિયમો શિખવે છે, જરા જરા નીતિ-ધર્મનો બોધ કરે છે, અને આ પ્રમાણે કરતાં રફતે રફતે તેઓની પ્રીતિ પોતાની તરફ તે સંપાદન કરવા સમર્થ થાય છે, તો તેમા આશ્ચર્ય પણ શાનું! સારી જીભે બોલાવે ત્યાં પશુ પણ જવાને લલચાય છે તો સમજણવાળાં મનુષ્યોને મીઠી જીભ કેવળ રાખી વર્તન તેઓ સાથે આઓ કરે છે એટલુંજ નહિં પણ મીઠી લાગતી પૈસાથી ખરીદ થાય તેવી ચીજો તેઓના ઉપભોગ કે સુખને અર્થે આપતાં પછાત રહેતા નથી, વળી તેઓ કેળવણી આપી સારી સ્થિતિ કાયમની પ્રાપ્ત થાય એવાં સાધન પુરાં પાડે છે; તો ત્યાં એવા ઓની પાસે જાય અને કદાપિ તે ખ્રિસ્તીઓનો ધર્મ અંગીકાર કરે તેમાં આપણે હાનિ એટલા પુરતી થયાની ગમગીની અને આપણી મુખ્ય ફરજ અદા ન કર્યાનું કલંક એજ માત્ર વ્હોરી લઇએ છીએ. આવે કારણે પણ કેળવણી આપી એ પતિત ગણાતા વર્ગોના વીચાર, વાણી અને કર્મ અનેક પ્રકારે કેળવવા પ્રયાસો કર્યા કરવા જોઇએ. તેઓને ઉદ્યમમાં કેળવવા, તેઓને સ્વચ્છતા ઇત્યાદિના શારીરક ઉન્નતિના રસ્તાઓ દેખાડી તેના પ્રયોગો, વર્તનો કરાવી, તેવી કેળવણી આપવી; અને છેવટે તેઓને નીતિ-ધર્મ-નાહં કે પ્રથમથીજ ધર્મ-નીતિ-શિખવવા લક્ષ રાખવું. આવી રીતે કરતા જે સંસર્ગ-સંબંધ-સ્પર્શ-રાખવો પડે તે સ્પર્શ એક કુટુંબ સમુદાયના અનેક માણસો સાથે રાખીએ છીએ એમ ગણીનેજ રાખવો; એટલે મનમાં ખોટી છછે કાંઇ કે શૌચાશૌચની લાગણી ઉપર આવવા પામે.

### એક પિતાનાં છોરૂં વચ્ચે કેમ ભ્રાતૃભાવ સ્વાભાવિક ન હોય!

વિધિ દુર્વીવાક કહેવો કે વિચિત્ર વિચેષ્ટિ તો માનવાં કે દૈવના દુર્વી

બાસો ગણવા—કે જેથી એક મહાર, પરીઆ કે ભંગી પ્રથમ આવીને આ પણી સાથે બેસશે તો તેને બેસવા નહિં દઇએ એટલુંજ નહિં, પણ મારવા સુધી તેને ઇજા કરી, ગેરઇનસાફ આપવા ચૂકશું નહિં. એનો એજ માણસ પડદા પાછળ જઇ વેષ બદલી આવે, એટલે કે અમુક કાળ સુધી સરકારના આશ્રય તળે રહી, ખ્રિસ્તી ધર્મ સ્વીકારી, ભણી ગણી કોઇ સ્થળમાંથી ચઢતાં ચઢતાં, તેજ જગ્યાનો કલેકટર, ડેપ્યુટી કલેકટર કે છેવટ થાણદાર, જમીદાર થાય, તો તેના તે આપણે તેની સાથે બેસવા તત્પર થઇશું એટલુંજ નહિં, પણ બેસવાની કદાપિ તે ક્ષણે તેણેજ ના રજા આપી, તો ફક્ત તેની સાથે હાથ મેળવવા દેવાની અનુમતિથી તો સંતોષ અસંત માની લઇશું, અગર તે પણ ન થાય તો તે આપણી તરફ અમૃતમય દ્રષ્ટિથી જુએ એવી ધારણા પાર પડે તેથીજ અસંત હર્ષ પામીશું. આહાહા ! શી મનોરાજ્યની બલીહારી ! શું સાંસારિક ઉપાધિ—જાળના વિલાસો અને દુર્વીપાકો ! ! શી ખાલી મોહની બાજી અને અવિદ્યાએ વણેલા, આસપાસ પાથરી દીધેલા ષડ્રિપુના કિલાઓ અને તેની પાસેની ખાતો પરિખાઓ કે જેમાં અનાયાસ પડાય છે, આયાસથી પણ પડાય છે, જેમા જવાને દ્વાર ઉઘાડાં રહે છે, જેમાથી નીકળવાને કાણું કે છિદ્ર સરખું જડતું નથી ! ! તીવ્ર અને વિષમ મોહમહિમા ! અદ્વૈતમાં આનંદ લેનાર દ્વૈત ભાવેજ અધોગતિ થાય તે ખોટું નથી ! !

## ભ્રાતૃભાવ જોઈએજ.

અંત્યજ વર્ગો પણ હિંદુ ભાઇ છે, મુસલમાનો પણ ભાઇ ગણવાના, ખ્રિસ્તીઓ પણ ભાઇ ગણવાના ત્યારે હિંદુઓના આ વર્ગોએ શું એવું અગાધ પાપનું સ્થાન કર્મો વડે ભરી દીધું કે જે અખૂટ મનાયું ? એકજ માંસ, એકજ હાડપંજર અને એકજ દેહેંદ્રિય ગ્રામ બધાને માટે છે તો પછી અમુક ને વ્યાવર્તક—ધર્મ છે એમ માનવાનું નિષ્પ્રયોજન કેમ સુઝી આવે છે ? કદાપિ લોહીમાં પતિત ભાવ પરંપરાથી હશે કે બીજી રીતે સ્પર્શાસ્પર્શનો દોષ લાગે એવી હકીકતો આવી લાગી હશે તો તેમાં ભૂત કાળનો અપરાધ વર્તમાનકાળ ઉપર કે ભવિષ્યકાળ ઉપર બાધિત કરી દંડ દેવા માટે આરોપવાનું કયું સબળ કારણ બતાવી શકાય ? અને માની લઇએ કે લોહી પતિત તોપણ તે લોહી સુધારી શકાય કે નહિ ? જો સુધારી શકાય તો તેના કેળવણી વગેરે ખરા ઉપાયો લાગલાજ પ્રયોજવા

જોઈએ. જન્મથી તો શુદ્ર સહુ કોઈ હોય છે: જન્મના નાયતે શૂદ્ર! સંસ્કારાત્ દ્વિજ ઉચ્યતે ॥ ઈત્યાદિ વચન વડે બ્રાહ્મણનો દીકરો પણ જન્મે ત્યારે શૂદ્ર હોય છે, અને પછીથી સંસ્કારો કરવામાં જ્યારે આવે ત્યારે તે દ્વિજ બની શકે છે; તો પછી બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્યના સંસ્કારો જે જે હોય તે તે લગાડી શકાય તોપણ ઠીક અને આધુનિક સંસ્થાને અનુકૂળ લાગે તેવા સાંસારિક કેળવણીરૂપી કોઈ યોજાય તોપણ ઠીક-પણ તે તેવા અંત્યજ વર્ગો ઉપર લગાડી તેમને ઉદ્ધારવા જોઈએ. તેઓના ગુણ કર્મ વિભાગથી પતિત ભાવ થયા હોય તો:-ચાતુર્વર્ણ્યં મયા સૃષ્ટં ગુણ કર્મ વિભાગત: ॥ એ કૃષ્ણ વચનાનુંસાર ગુણ-કર્મો સુધારવાં, તે પણ આપણી જ ફરજ છે, માટે ઉપાયો યોજવા જોઈએ. વળી કેળવણી માત્ર એ સર્વ કરી શકવા સમર્થ છે; અને વિદ્યારૂપી દાન બીજું એકે નથી એમ મનુ મહારાજ પણ કહે છે તો તે દાન પ્રથમ આપવામાં અગ્રેસર થવું; નહિં તો ખ્રિસ્તી પાદરીઓ તે દાનનું સમગ્ર પુણ્ય લઈ જશે, અને પુણ્યથી સ્વર્ગ લોક મળે તેમ આ સ્થળે તેઓને આ વર્ગોના ભ્રાતૃભાવ રૂપી મદદ અને સમુદાયની વૃદ્ધિરૂપી ઐક્ય-વિસ્તાર, એ મળશે ત્યારે તેટલા પુરતું અધિક સુખ હોઈ, સંસાર-સ્વર્ગ બની રહેશે. એવું મેળવવા હિંદુ ભાઈઓએજ થા માટે ગંભીર પ્રયાસો ન કરવા તેનું કાંઈ સબળ કારણ નથી.

## પુરાણમાંના આવા નિર્ધારેલ ઉદ્ધાર માટે આધાર.

દષ્ટાંત તરીકે કપિ-રીંછ સૈન્ય રામચંદ્રે રાખ્યું તેનો અર્થ શો? વાંદર મુખા મનુષ્યો, રીંછ જેવા ચહેરાવાળા માણસો વગેરે—જુઓ પીરૂ વગેરે અમેરીકાનો ઈતિહાસ—જ્યારે વનમાં વિચરતાં તેણે જોયા ત્યારે તેના મનની લાગણી દયાથી ઉશ્કેરાઈ, તેને ભ્રાતૃભાવ ઉત્કટ વેગે પ્રદીપ્ત થયો, પોતે અવતારી પુરૂષ હોઈ મનુષ્યમા સદ્વર્તનના સજ્જડ દાખલા બેસાર વાની વૃત્તી પ્રફુલ્લ બની, અને છેવટે તેવા લોકોને સુધાર્યા, તે એટલે સુધી કે તેઓના આચાર-વિચાર પણ પતિતભાવનાવાળા મટાડી દીધા અને ઉચ્ચગ્રાહી કર્મ-ધર્મ કરી મૂકયાં: યદાયદાહિ ધર્મસ્ય ઠલાનિર્ભવતિ ભારતી અને; પરિત્રાણાય સાધૂનાં ॥ વગેરે કાર્યો રામચંદ્ર જેવાએ કર્યાં એમ ધર્મ-ગ્રંથોનું કથન સાર્થક છે તો આપણે પણ તદનુસાર સદ્વર્તન રાખી સાર્થક

કરવા તત્પર થવું જોઈએ. તારાને વાલી નામનો વાનર પોતાના ભાઈ સુગ્રીવની પરણેલ વહુ છતાં બથાવી પડયો હતો, તે Incest એક લોહીના અધર્મવાળા દુષ્ટ વ્યવહારને દંડ દીધો, અને રિતિરીવાજો ફેરવ્યા; આનું નામ ગુણ-કર્મો ફેરવ્યા અને સારા સંસ્કારોનાં બીજો રોપયાં, તે એટલે દરજ્જે કે હનુમાન્ જેવાએ અલૌકિક સહાય રામનેજ કરી. એ તો દષ્ટાંત તરીકે સિદ્ધાંતના સમર્થન માટે અપાય તેટલું વૃત્તાંતજ ટુંકામાં આપવું ઘટે છે; પણ પ્રસ્તુત માટે એટલું કહેવાનું કે કેળવણી, સદ્‌બોધ, સત્સંગતિ ઇત્યાદીકથી વર્તન સુધરે અને એજ સંસ્કારો ગણી લેવા. પ્રથમારંભમાં બીજા સંસ્કારોની અંત્યજ વર્ગને જરૂર નથી. રામચંદ્રે કોઈ રીતે કે વાનરને બીજા સંસ્કારો યોજવા વ્યાજબી ધાર્યાજ ન હતા અને હનુમાન્ એકલાને તેવી પાત્રતાવાળા જોયા પછી વળી અધિક ઉંચા સંસ્કારો તેને સંબંધે યોજ્યા તેમ દ્વિતીય અવસ્થામાં આ અંત્યજ વર્ગોમા કરાય તો તેમાં કોઈ રીતિથી વાંધો લેવા જેવું નહિં મનાય.

## એવોજ આધાર જારી.

આ સ્થળે વળી વિચારવા જેવું એ છે કે:-અંત્યજ વર્ગો પોતાની હિંદુ સામાજીક સંસ્થામાંજ રહેવા જેટલા ખુશી હોય તેટલા બીજે જવાને ન હોય તે સ્વાભાવીક છે. એ તો ઠીક; પરંતુ હિંદુ ધર્મની રચના સમાજની વ્યવસ્થા કોઈ દીવસ નીચાને ઉંચો બનાવવાની પૂર્વ કાળમાં ન હતી તે હવે કેમ કરાય ? આવા કપોલ કલ્પિત સંશયાત્મક પ્રશ્નોનો ઉત્તર ઉપલી ચર્ચામાં ઘણે અંશે આવી ગયો; છતા છેક પૂર્વ કાળનો દાખલો સુપ્રસિદ્ધ વિશ્વામિત્રનો છે. તે ઉપરાંત રોટી-બેટી વ્યવહાર માટેનોજ દાખલો શ્રીકૃષ્ણ ચરિત્રમાંથી સ્પષ્ટ જોવાશે કે કુબ્જા સાથે લગ્નવ્યવહાર જોડનાર કૃષ્ણનું કૂળ કયાં અને કુબ્જાનું પતિત કૂળ કયાં ? ક્ષત્રિયના સમુદાયમાં જન્મ લીધેલ કૃષ્ણ, આહીર લોકો સાથે રોટીવ્યવહાર એટલાં બધાં વર્ષો સુધી રાખ્યો, છેવટ આહીર કન્યા-રાધિકા-ની સાથે લગ્ન કર્યું તે બેટીવ્યવહાર રાખ્યો, તે શું સૂચવે છે ? આનો અર્થ એવો કે રોટી-બેટીવ્યવહાર હાલ એકદમ અંત્યજ વર્ગો સાથે રાખવો ઉચિત નથી, તેનાં પણ ઘણાં કારણો છે; છતાં બીજો અનેક પ્રકારનો સામાજીક સુખ માટેનો વ્યવહાર રાખવા માટે આ શાસ્ત્રના પ્રમાણ તરીકે ઉપલાં દ્રષ્ટાંતો લાવી શકાય છે. વળી હાલના જમાનામાં પણ મુસલમાની કે ખ્રિસ્તી ધર્મમાં ગયા પછી પાછા પ્રાયશ્ચિત્ત

કરાવી હિંદુ ધર્મમાં લઇ શકાય છે, તો આચાર-વિચાર સુધારવાના સંસ્કારો યોજીને અંત્યજ વર્ગોનો ઉદ્ધાર પ્રથમ થા માટે વેળાસર ન કરવો તેનું કાંઇ કારણ સમજાતું નથી! બુદ્ધ ધર્મ સમયે અનેક અને તે પછી પણ જ્યારે જ્યારે બુદ્ધ ધર્મના અનુયાયી થનાર હિંદુઓને પાછા હિંદુ ધર્મની હુંફ નીચે આવવું હોય ત્યારે ત્યારે તેઓને પ્રાયશ્ચિત્તવિધાનથી લીધા છે, તો અંત્યજ વર્ગો માટે તેવા કે તેજ સંસ્કાર ઉપયોગમાં લઇ, તેઓને સારી સ્થિતિ ઉપર મૂકવા પ્રયાસ સુદ્રઢ કરવા જોઇએજ.

## અત્યંત પ્રતિબંધનાં પરિણામ.

સ્પર્શાસ્પર્શ ભાવની દોરી સખ્ત તાણી ખેંચવાથી વળી પરિણામ અનેક રીતે માઠાં આવે છે તેમાં એક એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે જ્ઞાતિઓ અનેક ધાવિભિન્ન થાય છે. અંત્યજ વર્ગોમાં પણ આ તરેહનો ભેદ રહે છે. કણબી, કુંભાર, કોળી, ચમાર, ધોબી વગેરેમાં પેટા ભેદો હોય છે, તડાં થાય છે; અને રોટી-બેટીના વ્યવહાર ઘણા સંકુચિત બને છે, તેવીજ રીતે ઉંચી જાતિઓમાં પણ છે; અને તેવીજ રીતે છેક નીચી જાતિઓમાં પણ છે. માટે સ્પર્શાસ્પર્શ ભાવ ઓછો કરવામાં અંત્યજ વર્ગોને ઉંચા સસ્કાર કરીશું તો લાભ મુખ્ય અને પ્રથમ એ થશે કે તેઓમાં પેટા વિભાગો તૂટશે. પૈસા આપી, છોકરી વેચી, સમુદાય નાનો ને તડાં ઘણાં માટે, બીજાં તડાં સાથે વ્યવહાર બેટીનો રહી શકે નહિં એટલે, ગમે તે રીતે લગ્ન કરી દેવાય, બાળક પરણાવાય; વિધવા દુઃખો આવી પડે વગેરે અનેક અનિષ્ટની પ્રાપ્તિ થાય છે તે ઘણીખરી ધીમે ધીમે નાશ થઇ જશે. તે લોકોનો દાખલો અનુભવ પ્રયોગ તરીકે નિવડશે તેથી સંસ્થાની પ્રક્રિયા સમસ્ત રીતે ફરવા સંભવ છે અને ઉંચી ગણાતી જ્ઞાતિઓમાં પણ એ અનુભવે આપેલ શિક્ષણના જોરથી સમજણ સુધરશે કે કુત્સિત રીવાજોને દૂર કરવા અને તેને બદલે સુસ્થિત, સુંદુ લાગતા રીવાજો દાખેલ કરવા. આ કાંઇ ઓછો લાભ ન ગણાય.

## કેળવણીનો લાભ.

વળી અમારેજ આર્થીક શાસ્ત્રનાં પુસ્તકો જોવાની તસ્દી ન લેતાં અનુભવ શિખવે છે તે જોઇશું તો લાગશે કે સ્કુલમાં માસ્તર-શિક્ષક-ચાર પાંચ રૂપૈઆનો મહિનો લઇ ખુશીથી ભણાવવા જશે અને સારો કડીઓ કે

સુતાર વીસ, પચીસ કે ત્રીસના મહીના વગર આવવાને ખુશી નહિં હોય. જેમ નીચી કોમ તે સમુદાય નાનો; જેમ સમુદાય નાનો તેમ કારીગરી થોડામાં પુરાઇ રહે છે, જેમ થોડા હાથો હુન્નરી હોય તેમ હુન્નરની મજુરીની રોજી મોંઘી અને મૂલ્ય મોટું. ઉંચી ગણાતી જાતિઓના ધંધા કરનાર ઘણા માણસો છે તેઓ પણ ખોટી ધૂન તજી દઇ ધંધો ગમે તે પ્રકારનો હોય પણ તે કરવામાં વાંધો હરકત નથી, એમ માનીને જુદા જુદા ધંધા શિખે અને પતિત ગણાતી કોમો સાથે ધંધા પુરતો વ્યવહાર શરૂઆતમાં છૂટથી રાખે—કારણ આરંભ દશામાં રોટી કે બેટીની વાત લાવવાની નથીજ— તથા બીજી તરફથી એ લોકોને પણ અંત્યજ વર્ગો સાથે હળવા, ભળવા, મળવા વગેરેનું મન સંકોચ કર્યા વિના રખાવે, તો ધારેલ હેતુ પાર પડે, અને સમાજની આર્થીક સંપતિ પણ વૃદ્ધિ પામે. વળી અંત્યજ વર્ગોને કેળવવાથી તેઓનાં મન તથા હૃદયના પ્રકાશો ભિન્ન ભિન્ન રીતે બહાર પડશે, અને દેશનો જે માનસિક ભંડાર અંધકારથી ઢંકાએલ રહેલો તેનો ઉદ્ધાર થયેથી દેશહિતમા તે પ્રકટ રીતે સહાયભૂત થશે. પૂર્વકાળમાં અર્થાત પુરાણા સમયમાં તેઓને એવી સખ્તીથી રાખવામાં લોકો માન ગણતા હોય તોપણ હાલ તેમ કરવામા માન તો નથી સમાયું, પણ લાભ સરખો નથી તે ધ્યાનમાં રાખવા જેવુ છે. મહારાષ્ટ્ર–દક્ષીણમાં મહાર લોકોમાં કેટલાક બુદ્ધિશાળી હોય છે તેનો એક દાખલો દેવાયો છે કે એક સમયે એટલે ૧૮૮૦ થી ૯૪ સુધીમા હરિદાસ નામના મહારે છચોક કહ્યુ કે વેદ અને બીજાં શાસ્ત્રનાં પુસ્તકોએ અમારો સ્વીકાર નથી કયા અર્થાત તે બધાં અમારાથી શિખી નથી શકાતાં, પરંતુ વચલા યુગોના સત, મહંત પુરૂષોએ દયા કરી કે જેને પરિણામે અમે ભજન કીર્તન શિખ્યા, જ્યાં ત્યાં ગાઇ સંભળાવીએ છઇએ અને ગુજરાન કરીએ છઇએ.

## દેશ–કાળો–ચિત પ્રગતિ.

ગુણ અને કર્મ બેને કારણે જો જાતિ–વિભાગ કરાયા હોય તો ગુણ કેવા તે લોકોમાં છે તે તપાસીને વર્તવાનું આજ દિન પર્યંત ધોરણ રાખ્યું હત તોપણ ઘણો લાભ સમાજ એટલે જનસમુદાયને થાત. કૃષ્ણે ગુણ–કર્મથી વિભાગ કરવાનું કહ્યુ તે કોઇ રીતે ખોટું નથી. હજી પણ વિભાગ બંધ કરી તેઓના ગુણો કેળવવા, કર્મો સારાં કરવાં એજ મનની ધારણા આપણે પ્રત્યે કે તેમજ સમુદાયે રાખવાની છે: અને તે ધારણા ખંતથી,

ઉત્સાહથી, અને ઉત્કટ પ્રીતિથી પાર પાડવાની જરૂર છે. કેળવણીથી મન કેવળ કેળવવા એટલોજ હેતુ નથી. હૃદયને વિકાસ કરવો અને શારીરિક કર્મો સુધારવાં. ઉપર કહેલ હકીકત મુજબ ખ્રિસ્તી પાદરીએ ગુણ અને કર્મ બન્ને સુધારવાના મહા સાધાન તરીકે બોધ અને કેળવણી–બંનેને ઉપયોગમાં મૂકે છે અને વાંછિત ફળ પામે છે. પાશ્ચાત્ય વિદ્વાન લેકી પણ કહે છે કે પ્રજાની પ્રગતિ થવાનું મુખ્ય બળ તે પ્રજાના "નૈતિક બળો માં સમાયું છે અને તે નૈતિક બળ કૃષ્ણનો "ગુણ" શબ્દ જે અર્થ બતાવે છે તેજ. અને આ પ્રમાણે ગુણો સુધારવા કે નૈતિક બળ વધારવુ, તે કેળવણી કેવળથી નથી બનતું. પરંતુ તે કોમોની સાથે હળવું, ભળવું, મળવું; આપણા હૃદયને પ્રીતિથી ગાળવું. ખોટા મોટપના કે ઉંચી કોમો હોવાના ભેદોનું ટાળવું. મનુષ્ય તરીકેની જોખમદારી સમજી લઇ ઠાબડું તેના ભારથી નીચે ઢાળવું, વગેરે કરવાથી ગુણ વધારાય છે; નીતિને ઉત્તેજિત કરાય છે. એવે સમયે એમ કહેવું વ્યાજબી નથી કે હિંદુ ધર્મમાં Proselytes બહારના કે અન્ય ધર્મના માણસોને સ્વીકારવાની જરૂર નથી પણ એમ એકલશૂરા કે એકલપેટાપણું વધારવાથી છેવટે આપણેજ સોસવું પડ્યું છે પડે છે અને વળી પડશે, માટે ચેતીને, સમય બળવાન ગણીને અને દેશ-કાળને માન આપીને સાને વર્તન કરવાની જરૂર છે. હિંદુ ધર્મને જ્યારે બીજા ધર્મની ભીતિ હતી ત્યારે અત્યંત ચુસ્તપણું રાખવું પડ્યું છે, તો હવે જ્યારે અત્યંત છૂટ દરેક ધર્મને અંગ્રેજી રાજ્યનીતિમાં અનુભવાય છે ત્યારે આવું છેક ચુસ્તપણું રાખવું ઉચિત નથી. સામાજીક સુધારાને કારણે હિંદુ ધર્મમાં, હિંદુ સંપ્રદાયમાં, હિંદુ સંસ્થાઓમા જરા જરા ફેરફાર થયા કરતો, તે આજ દિન સુધીના ઇતિહાસના જ્ઞાનથી જોવાયું, તો આ દેશ–કાળને અનુકૂળ સુધારો આ દેશ-કાળની વ્યક્તિ કે સમુદાય કરે તેમા કોઇ રીતે ગેરવ્યાજબી નથી અને સુધારો એટલેજ સારો ધારો અથવા સુ+ઉદ્ધારવુ–જો દીર્ઘ "ઉ" ભૂલથી કેટલાક લખે તે ખરો માની લઇએ તો–સારી રીતે કે દ્રઢ રીતે ઉદ્ધાર કરવું. હવે સારો ધારો એટલે જે ધારો વેદ વગેરે કાળમાં હતો તે સારો, અને ઉપર યોગ્ય સ્થળે દર્શાવવામા આવ્યું છે કે તે સમયમાં સ્પર્શાસ્પર્શ કે અંત્યજ વર્ગ કે જાતિ–ભેદ પણ આવી સખ્ત રીતિ કે પદ્ધતિથી અમલમાં આવેલ ન હતો; તો સમ

ચનો સારો ધારો કરવો=સુધારો કરવો. હાલ પણ આવો દેશ-કાળ, ઉપર યથાસ્થિત તો નહિં પણ ઉપયોગી થાય તેટલું જેનું વર્ણન આપ્યું, તે દેશ-કાળ હોવાથી, અંત્યજ વર્ગોને સારૂં વર્તન આપવાની અગત્ય અનુભવાઇ છે, સ્પર્શાસ્પર્શનો નિરર્થક બાધ કે ભેદ ન રાખવો એ પણ જરૂર જોવામા આવે છે, માટે સુ-અર્થાત્ દ્રઢપણે સારી રીતે, ઉંચે પ્રદેશે પાછા હિંદુ સંસ્થાને લાવી મૂકો (એ ઉદ્+ધૃ) એ અર્થ સ્પષ્ટ થઇ શકે છે. આપણે જો જે પ્રયાસ પતિત વર્ગના ઉદ્ધાર માટે કરીશું તો તે સર્વે પ્રયાસો પાછા આપણને વેદના સમય ઉપર લાવી મૂકવા સમર્થ થશે. પુરાણ સ્મૃતિ વગેરેના સમયને માનવાની ના કહેશે. અને સંસ્થામાં એકતા અધિક અંશે ફેલાઇ રહેશે, એમ છુટાછવાયા દાખલા ઉપરથી સ્હેજસ્હેજ પ્રતીતિ તો હરકોઇ પુરૂષને થતી હશેજ, કારણકે શૂદ્રના વિભાગો છે તેમા એકતા લાવવાનાં સાધનો તરીકે ધંધા કરવામાં બાધ ન રહેવા દેવો, અંત્યજ વર્ગોનો ઉદ્ધાર કરવામાં તેઓને કેળવણી આપી, તેઓના ગુણ કર્મ સુધારવા, તેઓને હળવાભળવા દેવા, અને અંત્યજોને ઉંચી સ્થિતિ ચઢાવવાથી તેઓ ઉંચા આવશે, અને ઉંચી ગણાતી કોમો ગમે તે ધંધો પ્રમાણિકતાવાળો અને સાચે રસ્તે આજીવિકા ઉત્પન્ન કરે તેવો કરી શકે, તેથી તેઓ પણ આ પછાત રહેલ કોમો સાથે નીચી ભૂમિકા ઉપર ઉતરશે એમ થયાથી ઇષ્ટ સિદ્ધિ અચૂક થવાની આશા ગણાય

## મદ્રાસની સ્થિતિ.

અંત્યજ વર્ગો એટલે સામાન્ય રીતે પતિત વર્ગોમા પણ હલકી ગણાતી કોમોની સંખ્યા મુંબઇ ઇલાકો તથા મદ્રાસ ઇલાકામાં પ્રમાણમા અધિક છે. મદ્રાસ ઇલાકામાં તેનું નામ પેરીઆ લોકો કહેવાય છે, અને શૂદ્ર કરતાં પણ હલકા ગણાય છે. દ્રાવીડીઅન લોકોના મુખ્ય પેટા વિભાગો બે-શૂદ્ર અને પંચમ કે પેરીઆ. તેઓમાં ૨૦૦૦૦૦૦ વીસ લાખ માણસો પેરીઆ લોકોના વર્ગમાં છે, અને આખી વસ્તીનો એકચતુર્થાંસ $\frac{1}{4}$ ભાગ એ છે. અગરજો ઘણાખરા ત્યાંના *વત્ની-ખ્રિસ્તી થઇને રહ્યા છે. આ લોકોનો પણ સમય જ્યારે બળવાન હતો ત્યારે-મી૦ વેલહાઉસના કહેવા મુજબ-તેઓની પાસે બ્રાહ્મણ વગેરે ઉંચા ગણાતા વર્ગો આજીજી કરવા આવતા, અને અદ્યાપિ તેઓ કેટલાક હકો ભોગવે છે તે જોતાં તેઓની

* સામાજીક સભા મંડળનો જાહેર હેવાલ-૧૮૯૭.

ગણુત્રી આગળના જમાનામાં ઉંચા પ્રકારની હશે એમ સબળ અનુમાન થઈ શકે છે. રામાનુજાચાર્યના અનુયાયી વર્ગનું મુખ્ય ધામ–મેપકોટા–માં તથા બેલૂરના બ્રાહ્મણોના મંદિરમાં તે વર્ગને વર્ષમાં ત્રણ પ્રસંગોએ પ્રવેશ કરવાનો હક્ક છે. તાંજોરના તીરૂવેલૂર ગામમા શિવના મહોત્સવને દિનો પેરીઆ કે પંચમ વર્ગનો અગ્રણી કે વડો માણસ હાથી ઉપર સ્વારી કરી લાં આવે છે. અને હાથી ઉપર પોતાની સાથે શિવની મૂર્તી રાખે છે. ઉપરાંત બીજે સ્થળે થાળી બાંધીને પણ આ વર્ગની માનપૂર્વક સ્થિતિ સ્વીકારાય છે. આગળ મદ્રાસના વૈશ્ય–વર્ગો અને વિઝાગાપટ્ટમના બ્રાહ્મણો પણ લગ્નને સંબંધે તેઓની અનુમતિ લેતા. ઇ૦ સ૦ ના અગીઆરમા શતક સુધી તેઓ વણકર કે ખેતીકાર હતા. કેટલાકના પૂર્વજો તો કિલ્લા બાંધી, નાના–મુના રાજા જેવા સ્વતંત્ર થઇ ગયા હતા. હાલ તેઓ બહુ બહુ તો લાકડાં કાપવાનું તથા કૂવા, તળાવ ઇત્યાદિ ખોદવાની મજુરીનું કામ કરે છે. હવે આવા લોકોનુ પતિત બનવાનું ખરૂં કારણ શોધીશું તો જણાશે કે તેઓને ભક્ષ્યાભક્ષ્યનો વિચાર કે પ્રતિબંધ બરાબર ન હતો, એટલે તેઓ ડુકકાં કૂતરા વગેરેનું માસ તો ખાતા, પણ ગાયનું માંસ પણ ખાવામાં બાધ ન ગણતા, અને તેની સાથે મદિરાપાન પણ છૂટથી કરતા, પરંતુ આજ મુદ્દો તેઓને ભ્રષ્ટ થવા દેવા માટે ઉપયોગમા લેવાને બદલે સુધારવામાં વાપરવામા આવે તો ખરી ખુબી ગણાય. તેઓના ગુણો અને કર્મો સુધારવા તેજ કર્તવ્ય છે. અને એ બે વિગતોમાં સુધારો કરવાના દાખલા મદ્રાસ ઇલાકામાજ બન્યા છે.–સ્માર્ત લોકોમા નંદન, અને વૈષ્ણવોમાં તિરૂપણી અલ્વાર; એ રીતે પતિત થવા દીધાને બદલે તેઓને સદ્ગુણને રસ્તે દોરવા અને સદ્વર્તન રખાવવા ખરા અંતઃકરણથી પ્રયાસો કરવા, એ હાલ જરૂરનું છે. હવે દ્રાવેડો એમ સમજો કે આપણા યુગ પહેલાંના મધ્યકાલીન યુગોમાં Middle Ages જે દુઃખ પેરીઆ આજ દિન સુધી વેઠતા આવ્યા છે, અર્થાત્ અંધકારવાળા સમયોમાં જે સામાજીક દુખો આવા વર્ગો આખા હિંદુસ્થાનમાં વેઠતા આવ્યા છે, તેનો બદલો વાળવા, તેનાથી થએલ નુકસાની કાંનહીં ભરી આપવાને નિમિત્તિ હોય નહિં તેવી રીતે તે વર્ગોને મદદ કરી, સારી કેળવણી–ખાસ કેળવણી શબ્દજ સર્વ સ્થળે પ્રસ્તુતમાં વાપર્યો છે અને વિદ્યા ભણાવવી કે નિશાળે મોકલવા એમ નથી કહ્યું તેનું કારણ સંગીન ભણતર ખરા અંતઃકરણપૂર્વક આપવું એ અર્થે પ્રતિપાદન કરવા

નો આશય છે માટે તેમ કર્યું છે—આપવી. બંગાળામાં ચંડાળ, મુંબઈ ઇલાકામાં અંત્યજ અને મદ્રાસમાં પેરીઆ એ મુખ્ય નામો છે, પણ તેનાં સ્થળે સ્થળે ભિન્ન ભિન્ન નામો તથા ઉપનામો છે; તે સર્વે વર્ગોની અહિં વાત થાય છે એમ સમજી રાખવાનું છે.

## કેળવણી પ્રકાર—ઉપાય—યોજના.

અંત્યજ વર્ગોને કેળવણી ધમધોકાર કાંઇપણ મનમાં બાધ કે પ્રતિબંધનો ખ્યાલ લાવ્યા વિના આપવી, એનો અર્થ માત્ર શાળામાં મોકલી ભણાવવા એટલોજ કરીને બેસી રહેવાનું નથી જેમ દુષ્કાળ કે દુર્ભીક્ષને સમયે રાંકાંને માટે કામ કરવાનું કારખાનું, નિરાશ્રિતને મજુરીથી આજીવિકા પ્રમાણિકપણે રળવાનું ઘર, ઇત્યાદી કાઢવામાં આવે છે, તેવી રીતે આપણે જ્યાંસુધી ઉદ્ધાર આ વર્ગોનો કરી શકયા નથી ત્યાંસુધી તેઓને માટે એવા કારખાના કાઢવાના છે, તેમા તેઓને આવડત હોય કે નહિં તોપણ પગાણે આવડત પેદા કરી કામે લગાડવના છે, અને ધંધો ગમે તે પ્રકારનો તેઓને શિખવી આજીવિકા રળતા થાય એવા ખાસ પ્રયાસો કરવાના ફરજરૂપે ગણવાના છે. તેઓમાં સ્ત્રી, પુરૂષ અને બાળકો એવા ત્રણ પ્રકાર જે હોય તેમાથી સ્ત્રી, પુરૂષ મોટી ઉમ્મરના કામ કરવાને લાયક હોય તેઓને આવા કારખાનામાં મોકલવા જોઇએ તથા બાળક છોકરાને શાળોપયોગી ભણતર આપયુ જોઇએ, તે પણ અમુક ઉમ્મર અથવા અમુક ભણતરના માપની હદ રાખીને આપવું, તે પછી તેઓને પણ કામ કરવામા દાખલ કરવા જોઇએ કારણકે આર્થીક સંપ્રદાયની અનુસાર પણ બહુ ભણતર તેઓને જરૂરનું નથી. આ વિષયમાં ઉંડા ઉતરીએ તો એક અલગ વિષયજ હોઇ ઘણો અવકાશ લેવો જોઇએ. પરંતુ ટુંકામાં કહીએ તો કહેવાય કે આમ અમુક હદ રાખી ભણતર આપવાથી તેઓનો ધંધો કરતાં ચૂકશે નહિં અને ભણતરથી જે નોકરી માત્ર ઉપર દ્રષ્ટિ રાખવી પડે છે તે દ્રષ્ટિ રાખીને આકાશિકા વૃત્તિ છેવટે ધારણ કરવી ન પડે, તેમજ નોકરી કરનાર વર્ગોની સંખ્યામાં પણ નિષ્ફળ વૃદ્ધિ નથાય, તે ખાસ જોવાનું છે. હવે આ પ્રમાણે બે સ્થળોમાં તેઓનો સ્વીકાર કરવો એમ નિર્ણય થયો મનાય તો શાળાઓ ઉઘાડવી અને કારખાનાં પણ નહોય તો નવાં કાઢવાં. આરંભમાં કદાપિ અલગ શાળા ને અલગ કારખાનાં કાઢવાં એમ ઠીક લાગે તો એમ કરી શકાય પરંતુ છેવટે

એવા નિરર્થક ફાંફાં ચાલવાનાં નથી માટે પ્રથમારંભથીજ એકીકાર અન્ય વ્યવહાર પરત્વેતો રખાય એવી કાળજી રાખવામાંજ બંને બાજુનું કલ્યાણ છે. એ રીતે તેઓને વિદ્યાની જરૂર જેટલી વિદ્યા–સામાન્ય રીતે–અને તે પછી ધંધા પણ શિખવવો. આને માટે મુંડીના ધણીઓ Capitalists શરૂઆત કરે ત્યારે કાર્ય સિદ્ધિ થાય. મુડીવાળાઓ કારીગર વ્યકિત તરીકે એકલો કરી શકે તેના કરતાં અનેક રીતે તે તે ધંધા પરત્વે સારો લાભ લઇ શકે તો એ આર્થીક નિયમને અનુસરી તે લોકોએ કારખાનાં (નવાં કે જુનાં) માં આવા અંત્યજ વર્ગોને દાખલ કરવા જોઇએ, તથા તેઓના ઉદ્ધાર માટે સર્વે અનુકુળતા કરી આપવી જોઇએ. તેઓની મજુરીનો દર ઓછો થશે; તેઓનું કામ સારૂં થશે, તેઓને પણ કર વગેરે કામ ઢેઢ ઇત્યાદિ વર્ગોનું ખાસ હોઇ, થોડી કિંમતે સારૂં થવાથી efficient તેઓને બજાર–પીઠ–ભાવે ઠીક પાલવણી થશે. અને તેઓનીજ મુડી વધતી જશે. મુંડી–થાપણ–વધી જવાથી અનેક નતન પ્રકારના કારખાના કાઢતા જશે અને કામ–વિભાગ–ના નિયમને Division of Labour અધિક પુષ્ટિ થશે. અહિં પણ ઘણા ટુકા હેવાલમાં બધું લખવું પડ્યું છે, કારણકે આ વિષયને માટે કેટલો સ્થળ અવકાશ લેવો તેની સ્પષ્ટ માહેતી નથી.

## ઉપાય–યોજના–જારી

મૂળ તો ઉંચી ગણાતી કોમો તથા થાપણવાળા લોકોના હૃદયમાં આવી પતિત કોમો માટે લાગણી થવી જોઇએ તે લાગણી પ્રીતિની હોવી જોઇએ, અને પ્રીતી ઉત્પન્ન થયેથી તેઓ પ્રત્યેના તિરસ્કાર કે અભ્રાતૃભાવ ટળી જશે. જેમ વિધવા સ્ત્રીનો ધર્મ કે વિધવા સ્ત્રીત્વ, એટલે વિધવાપણું–તેને માટે શબ્દ રંડાપું હોઇ, રાંડ એ શબ્દ ઉપચારમા એક અપશબ્દ કે ગાળ તરીકે વપરાય છે, તેજ રીતે પતિત વર્ગને બોલાવવા માટે કોમનું નામ ઢેઢ કે એવા પ્રકારનું હોઇ, હાલ ગમે તે, પછી બ્રાહ્મણ હોય કે વૈશ્ય, ક્ષત્રિય હોય તોપણ, આચારમા ભ્રષ્ટ થાય ત્યારે તેને ઢેઢ જેવો થઇ ગયો; એમ અપશબ્દથી અધિક્ષેપ કરાય છે, તેનુ કારણ મુખ્ય તો એ કે તિરસ્કારની ઘણી તીવ્ર લાગણી. પરંતુ આ લાગણી દૂર ગયેથી ઘણે કાળે ભાષામાંથી પણ આવો શબ્દ નાબુદ થવા સંભવ રહે છે; તો તેવા વર્ગો ઉપર ભ્રાતૃભાવજ ધારણ કરવો, અને તેઓના આચાર કેળવણીના વિસ્તાર અથવાળી તેઓને આપી, સુધારવા એ કર્તવ્ય છે. જો એ

લોકોને સ્વચ્છતા વગેરેના આચારનું ભાન થાય અને કાયમ માટે ટકી રહે તેવું જ્ઞાન કરાવવાની ખરેખરી જરૂર છે એમ સિદ્ધ કરી શકયા, તો હવે શાળાના ભણતરમાંજ આરોગ્યવિદ્યાનાં મૂળતત્ત્વો, હુન્નરનાં મૂળતત્ત્વો એટલે કે તે વર્ગોને સંસારમાં ઉપયોગમાં આવે તેવા વિષયોનાં મૂળતત્ત્વો ખાસ શિખવવા તરફ લક્ષ રાખવું જોઇએ. ત્રણ "ર" જે અંગ્રેજીમાં કહેવાય છે, અર્થાત્ વાચતાં, લખતાં, ને ગણતાં Reading, Writing and Arithmetic (જેને ગુજરાતીમાં ત્રણ "ત" કહીશું) તેજ શિખવવા તરફ કેવળ લક્ષ ન રાખવું, અને કદાચ એ ન શિખવાય તથા કળા ઉદ્યોગના મૂળતત્વો અને સાથે આરોગ્યવિદ્યા તથા નૈતિકશાસ્ત્રનાં મૂળતત્ત્વોનું જ્ઞાન અપાય તોપણ અધિક સારી રીતે ઇષ્ટની સિદ્ધિ થશે, એમ માની શકાય. તેની સાથે તેઓની હુન્નર માટેની શાળા પણ અલગ રહેશે કે જેમા ઉપરના દ્રષ્ટાંતમા બતાવેલ ઉંચા કલેકટરના હોદ્દા ઉપર વિરાજમાન થયેલ અસ્પૃશ્ય-વ્યક્તિની સાથે બ્રાહ્મણો પણ હાથ મેળવવા એકબીજાઓ સાથે સ્પર્ધા કરશે, તેવી રીતે અહિં જો કળાહુન્નર સારા શિખવાયાથી અસ્પૃશ્ય વર્ગની ઉંચા પ્રકારની સંસારમા આવડત તથા ચતુરાઇને લીધે ગણત્રી થશે તો તરતજ બીજા લોકો એજ હુન્નરશાળામા દાખલ થવા ઉલટા રજા લેવા આવશે એ પણ એક રાજ્યકર્તાઓ જે આવા બંધારણો રચવા માગતા હોય તેઓને ચાલાકી, ચતુરાઇથી યોજના કરવાનો રસ્તો છે એમ માની શકાય.

### વર્ગ વ્યવસ્થા–અવ્યવસ્થિત કર્યાનું કલ્પિત અનિષ્ટ.

હવે આથાકશાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે તો ભીતિ ન રહે પરંતુ પ્રાકૃત જન કલ્પિત શંકા આ સ્થળે કરાય તો તે અસ્થાને ન ગણાય કે આવા લોકો ઉંચે ધંધે વળગી જશે ત્યારે સામાજીક વ્યવસ્થામા તેઓનું કામ કોણ કરશે ? આવી ભીતિ કદાપિ ખરી હોય તોપણ તેઓમાંના કેટલાક જે ધંધા વિનાના હોય તેમનો ઉદ્ધાર કરવાને શો વાંધો બીજુ એ કે તેઓ સારે ધંધે ચઢવાને પોતેજ ઉદ્યોગ અન્ય (ખ્રિસ્તી ધર્મ) દ્વારા કરવા મંડયા છે તો આવા અનુચિત ઉપાયો કેમ તેઓને રોકવાના હતા ? ત્રીજું એ કે તેઓની સંખ્યા ઘણી છે તેમાંથી બધી એકદમ સુધરી જવાની હતી ? ચોથું એ કે સામાજીક વ્યવસ્થા પોતાની મેળેજ થયા કરશે; કારણકે એક સ્થળે એક રીતે તુલા–માન (કાટલા સહિત છાબડું)

હેઠે આવી જશે ને બીજું ઉંચે જશે, તોપણ અમુક કાળ પછી બીજા સ્થળોની સહાયથી, બીજી રીતિના પ્રયોજાયાથી, આર્થીક ધારણ પ્રમાણે દુલ્યમાન–વિષમતાનો નાશ થશેજ અને તુલ્યમાન–સમતાજ Equilibrium આવી રહેશે. જે દેશમાં આળસુ ને દરદ્રી રહેશે, વ્યવહારમાં ઉદ્યોગ કુશળ નહિં રહે તેવા લોકોને એ કામ કરવાની જરૂર રહેશે, અને તે સામાજીક વ્યવસ્થામાં આવી રહેવુ જોઇએ, એવી જાતિનો ન્યાય પ્રવર્તશે, તેમા કોઇની ભીતિ કાંઇ કામની નહિ નિવડે. ઉપરાંત વળી ધંધો કરવામા કોઇ જાતિની શરમ કે ખોટી લાજ વગેર વૃત્તિ રહેતી હશે તે ટળી જશે, અને તેટલા પ્રમાણમા સમાજને લાભ થશ એ પણ અચૂક ધ્યાનમાં રાખવાનુ છે. કુળમર્યાદા, જાત્યભિમાન ઇત્યાદિ ફીકટ લફરા તરીકે લાગી પડતી લાગણી આજના જમાનામા છેક દૂર કરવાની જરૂર છે. આગળ પણ એવાજ વિભાગ હતા અને આગલા ઋષિ-મુનિઓની કૃતિ જો માન્ય હોય તો અત્યારે પણ એ વિભાગો ફરી ઉત્પન્ન કરવા જોઇએ કે ધાર્મીક અથવા વૈદિક કે શાસ્ત્રીય કર્મો જુદા અને લૌકિક અથવા સાંસારિક કે વ્યાવહારિક–એ કર્મો જુદા. તેજ રીતે આજે પણ સંસારના અન્ય વ્યવહારમા જે વચલા યુગોમા ધર્મ અધિક અંશે પ્રવેશ કરી ચૂકયો છે, તે દૂર કરવાની અમુક અંશે જરૂર છે, અને વ્યવહારમા ધંધો ગમે તે કરાય તોપણ ધાર્મીક ક્રિયાઓ કે ધાર્મીક પ્રસંગોને તેના સાથે બીલકુલ લેવા દેવા નથી એવુ સ્પષ્ટ, અવિશંકનીય ભાન પ્રયોગમા સર્વને થાય તે પ્રકારનું વર્તન ચારે પાસા થઇ જશે ત્યારે કાંઇક ખરો ઉદ્ધાર બધાનો થયો એમ મનાશે. આજ કારણે વ્યવહારમા અંત્યજ વર્ગને અડકવા અને અનેક પ્રકારનો સંસર્ગ રાખવાનો બાધ ન ગણતા પ્રથમ અવસ્થાએ એ વ્યવહાર તદ્દન છુટથી રાખવો અને રાખવા માટે બને તેટલાને બોધ કરવો અને તેમાં રોટી–બેટી–વ્યવહાર નથી રાખવો પડે એમ એવી સ્પષ્ટ સમજણ પ્રથમ શરૂઆતમાં લાવવી, કારણકે રોટી–બેટી વ્યવહારમાંજ ધાર્મીક વર્તન સમાયુ છે. ખેતરો ખેડાયા વિનાના રહેશે કે અંત્યજ વર્ગોને આમ કેળવણી આપ્યાથી અગર ભણાવ્યાથી તેઓનો જે બાપદાદાથી સ્થાપિત થઇ ગયેલ ધંધો–જેવો કે લાકડાં કાપવાનો, રસ્તા વાળવાનો એ કોણ કરશે ? આ વગેરે પ્રશ્નોનો ઉત્તર અર્થશાસ્ત્રી આપી શકે એવે ધારણે અહિં આપવા પ્રયાસ નથી કર્યો તે જો અધિક વિસ્તાર કરવાની છૂટ હોય તોજ કરાય;

તેવે કારણે એટલેથી સંતોષ વાળ્યો છે; પરંતુ ટુંકામાં એટલું ઉમેરી શકાય કે જ્યારે સ્વતંત્રતાથી સર્વ ધંધા કરી શકે છે ને ગમે તે ધંધા ગમે તે માણસ કરી શકે તો આમ એકજ દિશામાં એક સમુદાયનો ધંધો રોકી રાખતાં કેટલું ફતેહમંદ નિવડાશે તે વિચાર સહુ કોઇ કરી શકે અને યોગ્ય નિર્ણય ઉપર આવી શકે માટે તેનું વિવેચન કરાય નહિં તોપણ ચાલી શકે.

વળી બીજું એ કે યુરોપ-અમેરિકામા મજુરીનો પ્રશ્ન અતિ ગંભીર સ્વરૂપ દિન પ્રતિદિન ધારણ કરી રહ્યો છે, તે ઉપરથી શિખામણ યોગ્યતા વાળી ગ્રહણ કરી તદનુસાર વર્તન કરવું એ સુજ્ઞતા અને ચતુરાઇનું સ્પષ્ટ ચિન્હ છે. આવા અંત્યજ વર્ગાની વ્યકતીઓની જુદા જુદા વિષયમાં રહેલી નૈસર્ગીક કે પ્રાપ્ત કરેલી ચતુરાઇનો જનસમુદાયને અલભ્ય લાભ મળશે; અને એવો લાભ ન આપી શકે એવા લોકોને તેઓનો ધંધો ગ્રહણ કરવો પડશે. કદાપિ ન કરે એવી કલ્પેલ ભીતિ વિચારમા આવે તો તે ખોટી છે, કારણકે ક્ષુધાતુરાણા ।। નચ બંધુ મિત્ર ।। કોઇની ભુખ ને શરમ નથી; ભુખ ગમે તેવા હલકાં કર્મ કરવામાં શરમ સમાયું માને છે અને ખોટી શરમનો મર્મ સમજી શકતી નથી. વળી એક તરફથી કદાપિ ઘડીભર માની લઇએ કે દાબ્યુ ડુબ્યુ ઠેકાણે પાડી રાખી મૂકીશું કે અંત્યજ વર્ગોને કાંઇ બહારની દુનીયાની હિલચાલની ખબર ન પડે, પણ તે તો અશક્ય છે, કારણકે ખ્રીસ્તી પાદરીઓ એકલા આ વર્ગોનો ઉદ્ધાર કરવા મથન કર્યા કરે છે એટલુંજ નહી પણ બીજા ઘણા સમાજો, જેવા કે ઉપર કહ્યા પ્રમાણે બ્રહ્મા સમાજ, આર્ય સમાજ ઇત્યાદિ અહર્નીશ પ્રયત્નો કર્યા જાય છે, તે પ્રસંગે અમુક રીતે હદવાળી વાડ બાંધી લેવા જે પ્રયત્ન થાય તેનો વાડો તોડી નાખી, નાશજ થઇ જાય એ જોવુ સરલ છે.

## ઉદ્ધાર કરવાની આવશ્યકતા.

સુખ સર્વને વાંછિત વસ્તુ હોય છે. સુખ તે પ્રત્યેકનું અનુકુળ વેદનીય એટલે જેને અનુભવમાં લેતાં સારી અને ઠીક લાગે એવી લાગણી થાય તે સુખ. જો આમજ છે તો અંત્યજ વર્ગાને અનુકૂલ વેદનીય બને એવી ઉપાધિઓ ઉત્પન્ન ન કરવા દેવાનું આપણે શું પ્રયોજન, અથવા તેમ કરવાનો શો હક? તે લોકોને સુખ થાય તેમા જનસમુદાય કે માત્ર દેશની પ્રજાનો ઉદ્ધાર થયાથી ઉત્પન્ન થતા સુખનો ભાગ સમાયો છે, તો પછી અમુક

ભાગેજ સુખ લેવું અને બીજા ભાગને પતિત તરીકે ગણી, પગ તાળએ છુંદવાનુંજ આપણું કર્તવ્ય રહે છે? અને તેમ કરવાથી ખરો દેશનો ઉદ્ધાર થઇ શકશે ખરો? દેશનો ઉદ્ધાર કરવા ઇચ્છા ખરેખરી હોય તો દેશના દીકરા બધાનો ઉદ્ધાર કરવો એ ઇષ્ટ વાત છે કે અમુક માનીતા ને અમુક અણમાનીતા એવા વિભાગ કરી અમુકનો ઉદ્ધાર કરવો અને બીજાંને પતિત તરીકે પડતા મૂકવા એ ઇષ્ટ વાત છે? એક તરફથી સરકાર પાસે હક માગી આપણી સ્વતંત્રતા સિદ્ધ કરવા પ્રયાસ કરીએ છઇએ, એક તરફ આપણાં સુખના ઉદ્યોગ વગેરે અનેક સાધનો સંપાદિત કરતા જઇએ છઇએ, અને બીજી તરફ અંત્યજ વર્ગોને અધમ સ્થિતિપર આરોપિત કરવાની દ્રઢતા રાખતા જઇએ, એ કયા શાસ્ત્ર કે નીતિના ધોરણનો ન્યાય? ઉદ્ધાર કરવાનો તે ઉપરથી આરંભી છેક નીચેના જનસમુદાયના પડો સુધીનો ઉદ્ધાર કરવો એ અર્થ જ્યારે સફળ થશે ત્યારેજ દેશને અંગે પ્રીતિ ધરાવી કહેવાશે, અને આપણી સ્થિતિ સુધારવા વારો આવ્યો એમ અનુભવાશે.

## બે બાજુના પ્રયાસો જરૂરના છે.

રોટી-બેટી વ્યવહાર રાખવાના પ્રયત્નો પણ અંત્યજ વર્ગો કે ગમે તે વર્ગો પરત્વે અવારનવાર થયા કરે છે. જ્ઞાતિ-ભેદ તદ્દન ટાળી દેવો એ આશયથી કામ કરનાર બ્રહ્મ સમાજ, આર્યસમાજ વગેરે સુધારાનાં અગ્રેસરી મંડળો છે તેઓ આ ભેદનો નાશ કરે છે તેઓ દેશનો વેષ કે જ્ઞાતી-જાતીના ભેદનો કલેશ એવુ કાંઇ ગણતા નથી મદ્રાસનો ગમે તે જાતિનો પુરૂષ બંગાળા કે મુંબઇની ગમે તે જાતિની સ્ત્રી સાથે પરણે છે, એવ છટાછવાયા દાખલા હવે જોવામા આવે છે, અને તેનો નોંધ રીતિર પ્રતિ વર્ષ મળતું સામાજીક મંડળ લીધે જાય છે, તે ઉપરથી નક્કી થશે. આ ઉપરાન્ત અંત્યજ વર્ગો સાથે તો હજી કોઇ સમાજે કર્યું જોવામાં કે સાંભળ વામાં નથી, તોપણ ઉપલા તથા મધ્યમ ગણાતા વર્ગોની જાતિઓમા પરસ્પર ભેદ ટાળવા માટે ખાસ જમણવાર પણ કરવામાં આવે છે, તે રીતિ અલબત્ત ગ્રહણ કરવા લાયક છે; કારણ કે એ પદ્ધતિ એક તરફથી અંત્યજ વિનાના વર્ગોની શેળભેળ કરવા માટે હોવાથી, અને બીજી તરફથી અંત્યજ વર્ગોને રોટી-બેટી વ્યાવર્તક અન્યવ્યવહારમાં ભેળવવાના પ્રયાસો થવાથી સ્પર્શાસ્પર્શનો બાધ ધીમે ધીમે દૂર થઇ જઇ, છેવટે નાશ પામી જશે, એમ આશા નિર્મળ રીતે હરકોઇ રાખી શકે. આ પ્રમાણે ઉપાયો

ઝટાછવાયા પુરૂષો યોજી શકે અને તેના કરતાં અધિક ફળદાયી થાય તેવી રીતે સમુદાયે યોજવા જોઇએ તે સિદ્ધાંત ગેથેનું લઇએ તો "The individual can accomplish nothing unless he co operates with the many at the right time"—એવા પ્રયાસો રાજ્ય તરફથી અગર એક કરતા વધારેની સંખ્યાના બનેલ મંડળોથી પ્રયોજાય તો અધિક લાભ ઉત્પન્ન થાય, તેઓનું વજન પણ વધારે પડે અને એકલો માણસ જે નાત બહાર કઢાવાનું જોખમ વ્હોરીને પણ આવા પરમાર્થનાં કાર્યો કરે તેને બદલે મંડળ કરે કે રાજ્યની મદદથી કરાય, તો તેમાં જ્ઞાતિનુ દુઃખ કે દુઃખ નડતરરૂપ ન થઇ શકે એવુ માનવું તથા કહેવું કોઇ રીતે અસામંજસ્ય નથી. વળી આ જમાનો હવે માત્ર, આવા પ્રયાસો કરો એવી વાત ફોકટ કરવા માટેનો કે ખાલી બોધ વચન વિસ્તારવાનો નથી માટે કાર્લાઇલના Light and Lighting બનેમાંથી જ્ઞાન-પ્રકાશ અને જ્ઞાન-ક્રિયા-પ્રકાશ એ બેમાંથી જ્ઞાન થયા બાદની ક્રિયા કરી જે પ્રકાશ ઉત્પન્ન કરાય તે કરવાની ખરી અગત્ય છે બોધ કરવો તો એટલોજ કરવા જરૂરનો ગણાય કે ક્રિયા વડે સિદ્ધ કરવા ઉપરાંત એમ અધિક કહેવું અને ઠામે ઠામે નિશ્ચયપૂર્વક મનાવવા પ્રયાસ કરવો જ્ઞાતિ-ભેદ નિરર્થક છે હિંદુત્વ નાશ પામવું ન જોઇએ એટલુજ અગત્યનુ છે અને ધાર્મિક ક્રિયાઓને બાધ ન લગાડતા વ્યવહારિક ક્રિયાઓથી જેટલો સત્ય મંડળનો ઉદ્ધાર થાય તેટલો કરવા ચુકવુ નહિ.

## ઈતિહાસનો અત્યંત આધાર ન લેવાય.

ઇતિહાસથી એક દર્શન થયું, કરાયું અને બોધ લેવરાવાયો, તે યુગ ગયો. આ યુગ બીજો છે, પૂર્વ તે ઉત્તર નથી, આગળ તે પાછળ નથી; અને યુગેયુગનો ઇતિહાસ અમુક ઉપાધિઓને કારણે ભિન્ન થાય છે, માટે એમ કહેવું વૃથા છે કે આવા પ્રયાસો આગળ થયા નથી, અગર થયા હોય તોપણ ફલદાતા ન હોવાથી તેની નોંધ માત્ર પણ નથી થવા પામી. ઇતિહાસ પ્રત્યેક દેશનો જુદો, પ્રત્યેક કાળનો જુદો, પ્રત્યેક ઉપાધિ કે સામગ્રીને લીધે થયેલ માટે જુદો એમ સમજી રાખવા જરૂર છે, તો આગળ હતું અમુક રીતે, તે રીતેજ ચાલ્યા જવામાં સાર્થક છે એમ પણ ન કહી શકાય. બર્કના કહેવા પ્રમાણે પોલીટીકલ યાને રાજકીય, Civil or Political સંસ્થાઓ કે બનાવો ને વ્યાખ્યા કે લક્ષણ સ્પષ્ટ રીતે કરવાં ઘટે

નહિં, કારણ જે સંપ્રદાય કે પરંપરા કે સંસ્થા એક યુગને માટે ખરી ઠરે, તે બીજા યુગમાં અસિદ્ધ બનવાથી નિરર્થક થઇ જાય, તેજ રીતે નીતિ શાસ્ત્રમાં, અને નીતિ તથા નય બંને વડે સામાજીક શાસ્ત્ર મુખ્ય રીતે બંધાએલ હોઇ, તેને માટે પણ ચોકસ ધોરણે કે અસ્ખલિત માપે કાંઇ કહી શકાય નહિ, માત્ર દેશકાળોચિત વર્તનજ રાખવું એ સમયસુચકતા અને ડાહપણનો માર્ગ છે. જહોન મોર્લી પણ કહે છે કે: " Historical analogies are more often imperfect and misleading than true"–ઐતિહાસિક સાદૃશ્ય ભાવ કે સમાનપણાનો ભાવ ઘણી વખત અપૂર્ણ અને ખોટે રસ્તે દોરે છે, અને ભાગ્યે કોઇ વખતે ખરો પડે છે તો આગળના ઇતિહાસનું જોર પુષ્ટિ કરવા માટે ધરી શકાય એમ નથી–એ વગેરે વાતો કરાય તે નિરર્થક સમજી લેવા ઘટે છે.

### પરંપરા તોડવાથી પરમ–અર્થનો નાશ થવાનો સંભવ ?

કદાપિ એમ પણ કહેવામાં આવે કે વર્ણાશ્રમ વ્યવસ્થા પરાપૂર્વથી ચાલી આવે છે તે તોડવાથી હિંદુપણું ચાલ્યું જશે, અને જે હિંદુપણું સેંકડો વર્ષથી ટકી રહ્યાને પરિણામેજ હિંદુ પ્રજા પાયમાલી ને નાશને આધીન થવા નથી પામી એ વાત પણ ઘણે અંશે ખરી છે, પરંતુ તે સંબંધે એટલુંજ કહેવાનું કે હિંદુ ધર્મને બાધ આ અંત્યજ વર્ગોના ઉદ્ધારથી કદિ લાગશે નહિ, તથા વર્ણાશ્રમ વ્યવસ્થા પણ તૂટવા સંભવ નથી, માત્ર નિરર્થક વધી પડેલ ભેદો દૂર કરવાનો જે આશય છે તેમાં કાંઇ બીજું કર્તવ્ય આવી જતું નથી. વળી કદાપિ એમ ધારવામાં આવે કે અમુક દેશ–કાળને અનુકૂળ પડવા માટે એમ નિર્માણ થયેલું કે અમુક વર્ણ અમુક કર્માકર્મથી બંધાય છે, અર્થાત્ અમુક કર્મથી અમુક ઉત્પત્તિ એ સિદ્ધાંત તો કુદરતનો સર્વને માન્ય છે. વનસ્પતિ ખનિજમાંથી થઇ; અમુક કાર્ય–કારણ ભાવના સંયોગે એમ બન્યું તથા અમુક કાર્ય કારણની સામગ્રી સંપાદિત થવાથી મનુષ્ય વનસ્પતિમાંથી ઉત્પન્ન થયું; એ વાત પદાર્થ વિજ્ઞાનને પણ ગ્રાહ્ય છે, તો તે રીતે અને તે તર્ક પદ્ધતિથી એમ કદાપિ સિદ્ધ થાય કે અમુક બહારના ગુણો ને કર્મોને કારણે બહારના શરીરનો અમુક રંગ બંધાયો, તથા અંતઃકરણની વૃત્તિ તદનુસાર રહી, માટે જન્મથી વર્ણ; અને જન્મથી તથા વર્ણ પ્રમાણે ધંધો; એવો ચક્રવ્યૂહ રચી, સમાજનો આરંભ થયો; અને તે પ્રમાણે ચાલ્યો આવે છે, માટે તેમાં ઉત્કટ વિપ્લવ

કે અત્યંત હદમાં પારપ્લવ ઉભો કરી, યોજના તોડી-ફુમારવી, તે ઘણું નુકશાનકારક નિવડશે આ રદીઓ સુક્ષ્મ દ્રષ્ટિથી અવલોકન કરવાથી સમ જાય એવો છે, તથાપિ તેમાં ઉંડા ઉતરી તેની ઉપર ઉહાપોહનો અત્રે સંપૂર્ણ અવકાશ નજ મનાય, માટે એટલું કહેવું જોઈએ કે, જે આગળ પ્રથમારંભમાં હતુ, તેમા ધીમે ધીમે ફેરફાર થતો આવે છે તો આ યુગ મા પણ અનુકૂળ ફેરફાર માત્ર કરવો યોગ્ય છે. બીજું એ કે અંત્યજ વર્ગોની વ્યક્તિઓને ઉંચા ગણાતા વર્ગોના કામધંધા ઉપર સાહજીક પ્રીતિ થાય એવા દાખલા તેઓનો ઉદ્ધાર થયા પછી ઘણા જોઇશું તો આ અનુમાન હાલના જમાનાને લાગુ પડશે ? જેમ ચસ્મા વિષે એક તત્વજ્ઞાની કહે છે કે આંખને અમુક રીતેજ જોતાં શિખવે છે તેમ ઇતિહાસ પણ આપણને અમુક રીતિનુંજ દર્શન કરતાં શિખવે છે. ત્રીજું એ કે દુનીઆંમાં યુગો બદલાતા જાય છે. ઇતિહાસજ તપાસી જોશું તો લાગશે કે વેદોનો યુગ જીત કરી સ્થિરતા સંપાદન કરવાનો હતો એટલે તેને “ સામાજીક બંધારણ ”નો* યુગ કહીએ તો ઉપનિષદ્ વગેરેનો યુગ સ્થિરતાને સમયે મનનનો હોવાથી તેને “ ધાર્મીક બંધારણ ”નો યુગ કહી શકાશે, વળી તે પછી બુદ્ધ થયાથી સ્મૃતિ ઇત્યાદિ ઉત્પન્ન થયા તે સમને “ ધર્મોદ્ધાર યુગ ” ગણી લઇએ, અને પુરાણ તથા તે પછીના યુગમા જ્યારે મુસલમાની રાજ્ય થયુ ત્યારના યુગને “ રાષ્ટ્રીય સમાજ–બંધારણ યુગ ” કહીશું તો ચાલશે. આ પ્રમાણે જે ફેરફારો થયા છે તેમા જુદી જુદી સંસ્થા અને સંપ્રદાયનાં બંધારણોની વ્યવસ્થા કરવાનો આશય સ્પષ્ટ ખુલ્લો પડે છે તો હાલનો યુગ પણ કાંઇ રાષ્ટ્રીય સામાજીક–ધાર્મીક–બંધારણનો હોઇ, તદનુસાર ફેરફાર તેમાં થવાની જરૂર છે. ચોથુ એ કે જ્યારે અંગ્રેજી કેળવણી, જુદા જુદા પ્રકારના હકો વગેરેને માટે જાગ્રતિ થઇ છે, તો એક દિશાની જાગ્રતિ આ૦ જસ્ટિસ મી૦ ચંદાવર્કરના કહેવા મુજબ બીજી દિશામાં પણ તેવીજ રીતે પ્રકટ થવા સંભવ છે. મોન્ટેઇન કહે છે કે:-“ Serious opinion on any subject modifies opinion on all great subjects ” અને તદનુસાર કદાપિ પરંપરાથી ચાલી આવતી વ્યવસ્થા યોગ્ય ન હોય ને ફરી ગઇ તોપણ શું ?

* આ નામો હકીકતને અનુકૂળ કલ્પેલ છે. કોઇનાં ન હોવાથી તેને માટે ઇતિહાસની હકીકત શિવાય આધાર આપી શકાતો નથી.

કોપર્નીકસ તથા ડાર્વીનની પ્રક્રિયાઓ જ્યારે પ્રકાશમા આવી ત્યારે યુરોપની ધાર્મિક વ્યવસ્થામાં પણ તે તે પ્રક્રિયાએ પોતપોતાના સમયમાં ગંભીર ફેરફાર કરી દીધા હતા. કારણકે અંત્યજોને ઉદ્ધારવાની લાગણી ઘણાના હૃદયમાં પેદા થઈ એમ નક્કી થાય તો તેનો અર્થ માત્ર એટલો કે સર્વને પોતાના ભાઈને માટે ભાઈ તરીકેની લાગણી ઉત્પન્ન થઈ, અને તે લાગણીજ "અદ્વૈત" જે વેદાંતનો મૂળ પાયો અને વેદાંત જે હિંદુ ધર્મનો મુખ્ય સ્તંભ તેના પેટની હોઈ, ધાર્મીક વ્યવસ્થામાં કદાપિ કાંઈક અધિક નીરોગી લાગતો ફેરફાર કાં દાખલ કરવા સમર્થ ન થાય? કારણકે હાલનો જમાનો એવો છે કે બધા પ્રયોગો માટે તેમાં સગવડ છે, બધી સામગ્રી ધારેલ વખતે સંપાદિત થઈ શકે છે, ત્યારે ઉંચા વર્ગોનો નીચા ગણાતા વર્ગ સાથે એક નવો સંબંધ ઉભો થાય, સંસર્ગ શરૂ થાય અને ધીમે ધીમે ભ્રાતૃભાવ બંધાઈ જાય તો, એક વખત અસ્તવસ્ત દશાએ પહોંચેલ, છિન્નભિન્ન થઈ ગયેલ હિંદુ સમાજ પાછી અણિ શુદ્ધ ઉભી થઈ, એકતા ધારણ કરી, ટટાર બની, બીજી સમાજો સાથે સરસાસરસી કરવા સમર્થ કાં ન થાય? "The facility of movement is a great means of forming new connections and of integrating society on an improved basis after first disintegrating it." પાંચમું એ કે ઉપર અમુક યોગ્ય સ્થળે સૂચવ્યા મુજબ અધ્યાત્મ મંડળ કદાપિ આપણા સમુદાયનો ધર્મ વ્યવસ્થા ઉપર જે ઘાત–પ્રહાર અમુક વર્ગોથી થાય છે તેનો પ્રત્યાઘાત કાં ન હોય? એનો પણ ઉત્તર આના પેટા ભાગમાં આપવો ઘટે છે કે જ્યારે જાગ્રતિ અને નિદ્રાની દશા વચ્ચેના યુદ્ધનો આ સમય આવ્યો એમ માનીએ ત્યારે એવા યુદ્ધથી બીવું નહિં એ આલસ્યને ચંચળતાનું યુદ્ધ થવા દેવું, જીતે તે શુદ્ધ ગણાશે, એ ન્યાયે અત્યારે પરિણામ વાદી બની જઈ, જે પરિણામ આવે તેને સ્વીકારી લઈશું, પરંતુ તે બંને બાજુને સહાય થાય તેવી સામગ્રી જે જે સ્થળેથી અપેક્ષિત હોય તે નિડરપણે, મન ચોર્યા વિના આવવા દેવી જોઈએ; ત્યારે યુદ્ધના પરિણામ ઉપર ખરો આધાર રાખી શકાય. આજ દિન સુધી જ્ઞાતિ–ભેદ જાળવી રહી આપણે વ્યવસ્થા ટકાવી છે. હવે જ્ઞાનનો પ્રદેશ જ્ઞાતિની અવગણના અમુક સ્થળે અમુક અંશે કરે છે તો તે પણ નિભાવ કરૂ

જાય છે, પણ તે બંનેનું દ્વંદ્વ યુદ્ધ તો થવા દેવુંજ જોઈએ, અને કદાપિ એ યુદ્ધ ન થાય તેવી ઈચ્છા હોય તોપણ: સ્વભાવસ્તુ પ્રવર્તતે ॥ એ ન્યાયે થયા કરશેજ. પ્રગતિ Progress એટલેજ જરા આગળ વધવું અને આગળ વધવામાં પાછળ હઠવાની વાત સ્વીકારેલજ હોય છે. એક બંદૂક ફોડવામાં આવે તેમાંથી ગોળી દૂર જાય અને અમુક વેગથી બંદૂકનો કુંદો પાછો હઠે તેથી ગોળીની પ્રગતિ નથી એમ ન માની લેવાય. " Progress has many receding waves," પાછા હઠતા તરંગો પણ પ્રગતિ–સમુદ્રમાં જોવામાં આવે છે અને તેજ રીતે મેકોલે કહે છે કે:– Each Successive wave rushes forward, breaks and rolls back; but the great flood is steadily coming in. A person who looked on the waters only for a moment might fancy that they were retirin . A person who looked on them only for five minutes might fancy that they were rushing capriciously to and fro. But when he keeps his eye on them for a quarter of an hour, and sees one Sea-mark disappear after another, it is impossible for him to doubt of the general direction in which the Ocean is moved "પ્રત્યેક સંતાન વાહિ તરંગ આગળ વધે છે, ભાગે છે, અને પાછો ગબડી જાય છે, પરંતુ મોટી ભરતીનો રેલ તો દ્રઢ રીતે આવેજ જાય છે. કોઈ પુરૂષ એકજ ક્ષણ સુધી પાણી તરફ જોયા કર્યાથી એવો ખ્યાલ લાવે કે જળનો જત્થો તો પરાવર્તન પામે છે–પાછો હઠે છે, વળી કોઈ બીજો પુરૂષ માત્ર પાંચજ ક્ષણ તે જળ ઉપર નજર રાખીને કલ્પના કરે કે તે જળ–સમૂહ વીચીત્ર રીતે આગળ પાછળ ગત કરે જાય છે, પરંતુ જ્યારે તે પોતાની આંખ એક પા કલાક સુધી તે જળ ઉપર ઠરાવી રાખશે, અને એક પછી એક પાણી માપવાના ચિન્હો અદ્રશ્ય થતા જોશે, ત્યારે જે સામાન્ય દિશાની સમુદ્રના જળની ગતિ થાય છે–તે પ્રગતિ છે–તેનો સંશય થવો અશક્ય છે." માટે પ્રગતિ કે પરાગતિ એ નિર્ણય તાત્કાળિક ન કરતાં ઉપયુક્ત દ્વંદ્વ યુદ્ધ થવા દેવું, પ્રત્યેકે પ્રત્યેક પ્રશ્નની યથારૂચિ સામગ્રી સંપાદિત કરવા અંતઃકરણપૂર્વક પ્રયાસ કરે જવો; અને જો પરિણામી વ્યવસ્થામાં

ભ્રાતૃભાવ, અંત્યજ વર્ગોના ઉદ્ધારથી તથા પતિત કોમો સર્વેના સમુદ્ધાર કરવાથી, અધિક બંધાય તો આ ફેરફાર સારો ગણવો એ ઉચિત છે. માટે શાળાઓમાં ભણતર, અને વિદ્યા, કળા, હુન્નરમાં અપેક્ષિત રીતે મદદ, તથા ધંધો કરવાની છૂટ અને સ્વતંત્રતા પૂર્ણ સર્વ બાજુએ રહ્યા કરે તેને માટે યોગ્ય કારખાનાં કાઢવાથી થતી સહાય, એ બધાં આપ્યા કરાય એટલે સાખી બાજુની સામગ્રી આરંભ દશાને અનુકૂળ અમુક અંશ સંપાદિત થઇ ચુકી ગણાય. માટીનો ઘડો ફુટેલ છે તેને ભાંગીને જ્યારે નવો બનાવવો હોય ત્યારે તેને તેજ માટીનાં અણુઓ જુદી રીતે સેળભેળ કરવા જોઇએ, અને પછી બનાવવા જતાં કદાપિ સારો ન થયો તો એ એક જાતિની ભીતિ જેવી તાત્કાળિક રહેવાનો સંભવ છે, તેવી ભીતિ આજની જોવાતી સમાજની અસ્તવ્યસ્ત, છિન્નભિન્ન, અમુક સ્થળે ચીંથરેહાલ દશામાંથી ભરભર ભૂકો થયાની માફક નિકળી પડતી વ્યક્તિ–રૂપી–અણુઓને નવી રીતે સેળભેળ કરી નવી સંસ્થા, નવી સમાજ રચના, નવું બંધારણ, ઘડી કાઢવાનો પ્રયાસ ચાલે છે, તેમાં મનની અને અંતઃકરણની સ્થિતિ પરિણામ માટે પ્રમાણભૂત ગણી શકાશે. કારણકે મનનો દ્રઢ વિચાર સબળ કરાયો છે અને અંતઃકરણમાં ભ્રાતૃભાવ પણ ઉત્કટ છે, ધર્મને તોડવાનો કે કોઇ રીતે આધારભૂત ધર્મ–વ્યવસ્થાને બાધ લાગવા દેવાનો દૂરનો પણ આશય નથી, તો પછી નવી સંસ્થા Integration ની ક્રિયા સફલ થયા વિના રહેશેજ નહિં એવી આશાથી કાર્ય કરવું જોઇએ.

## સ્પષ્ટાર્થ.

સામગ્રી બને બાજુથી સંપાદન કરાવી જોઇએ એનો અર્થ એકજ કોટિમાં સ્ફુટ કરાય તો સમજણ પડે માટે ટુંકામાં એક દ્રષ્ટાંત આપવો ઘટે છે –શાળા કે કારખાનાં જે કહાડવામાં આવે તેમા નીચી ગણાતી કોમો તે કોળી, કુંભાર વગેરે અને છેવટે સર્વ અંત્યજ–અનામિક કહેવાતા વર્ગોના લોકોની સાથે ઉંચા કહેવાતા વર્ગોના લોકોએ પણ ખાસ જવું જોઇએ, અને દાખલો બોધ કરતા સબળ છે એમ જાતે સીદ્ધ કરી આપવું જરૂરનું છે, જે થાપણ કે મુંડીનો ધણી કારખાનું કાઢે અથવા શાળા સ્થાપે તેમાં પોતાનાંજ છોકરાને મોકલી દાખલો સારો બેસારવો જોઇએ.

## દ્રષ્ટાંતથી ઉપાય યોજવાને યુક્તિ.

સ્પર્શાસ્પર્શનો બાધ જેમાં ગણી શકાય એવી એક વિલાયત કે કાળાં પાણી ઓળંગી પાછા આવનારની જ્ઞાતિ કે સમુદાય પણ છે, અને તેઓની સાથે રોટી-બેટી વ્યવહાર બંધ કરાય છે; તો તેઓનો દ્રષ્ટાંત પણ આ સ્થળે આપવો, ઉપરના મુદ્દાને પુષ્ટી કરે તેવો થાય માટે, બસ થઇ પડશે. જ્ઞાતિની બહાર કઢાય તેવો આ વર્ગ, સાહસ ખેડીને જો આરંભ દશામાં છુટાછવાયા પુરૂષો ગયા તો આજ હવે સબળ થવા પામ્યો, અને કેવળ બોધ કરી બેસી રહ્યા હત કે પોતે દાખલો પોતાના વર્તન વડે બેસાર્યા ન હત તો આ પરિણામ ન આવત, તે પણ સિદ્ધ પ્રાય સમજવાનું છે. આ રીતે દાખલો બેસારી પતિત વર્ગનો ઉદ્ધાર કરવો એ જરૂરનું લાગશે.

### પુરાણ આધાર

આમ કરવા જતા વળી છેક નવા રસ્તાજ ઉઘાડા કરીએ છઇએ એવુ નથી, કારણકે શાસ્ત્રના આધારે વહાણની લાંબી મુસાફરી કરાય છે, અને તેવી રીતે સંપ્રદાય પ્રમાણે જોતાં પણ કોઇ કોઇ યુગોમાં કોઇક વ્યક્તિ ગયેલ છે; માટે આ માર્ગનું અવલંબન કરવું અનુચિત નથી, પરંતુ અવાતર રીતે આ વિષયની ચર્ચા કરવી ઘટે, માટે શાસ્ત્રના આધાર ટાંકવાની વૃથા મહેનતમાં ઉતરવું અહિં અયોગ્ય લેખવું પડે છે.

### ઉપાય યોજવામાં ખરૂં શાસ્ત્રીય વીર્ય.

ખરૂં જોવાનું એ છે કે અંતઃકરણ ભ્રાતૃભાવ વધારવા તરફ પ્રેરણા કરે છે કે તેઓ તરફ અસ્પર્શ ભાવ પ્રકટ કરી તેઓની સ્નેહ, અકય, વગેરેના ભાવમાથી દૂર રાખવા પ્રેરણા કરે છે, તે નિશ્ચય કરાય તો પછી બહારના લોકોનો કે ખોટો મતાધપણુ સ્વીકારનારાઓનો ધિકાર કે તિરસ્કાર વ્હોરી લેવાનું સાહસ ખેડીને પણ ઉત્તમ વૃત્તિને ઉત્તેજીત રહેવા દેવી. સદ્ગુણી કર્મ કરતાં છતાં લોકોની બહારની ટીકા કદિ અસહ્ય હોય તોપણ સહન કરવી એજ ખરી હિંદુ મતના વેદાંતના ષટ્સંપતિ માહેના તિતિક્ષા ગુણની ખુબી સમજી લેવાની છે કદાપિ તાત્કાળિક આપણા સંબોધ કે સદ્વર્તનથી લોકોનો સમૂહ કે જ્ઞાતિસમુદાય આપણા મત પ્રમાણે વર્તન થવા દેવાને ખુશી ન હોય, માટે આલસ્ય કે પ્રમાદ રાખી તેઓના ખોટા માર્ગનો સ્વીકાર જે કરાએલ છે તેમાં ઉંડા ખાડામાં નીચે

નીચે ઉતરતા જવું એ ખરા ધૈર્યનું કે ખરા મર્દાઇના ગુણનું કાર્ય છે ? એ પ્રમાણે કરવા કરતાં તત્ક્ષણેજ દેહ કાં નથી પડતું એવા કેટલાકના વિચાર હોય છે. હવે તેવા વિચારનું અનુકરણ પણ સાહસિક જણાય; તે છતાં કહેવું પ્રાપ્ત થાય છે કે મેત્રીનીના મતાનુસાર આ વાક્ય છે:- " you may kill men, you cannot kill a great idea " અર્થાત્ એવા બારીકીના અસંત જોખમના સમયે આ વાત લાગુ પાડવાની છે, અને તે વાતનો સાદ્રશ્ય ભાવ પ્રસ્તુતને લાગુ પાડવો લેશ માત્ર પણ ઘટતો નથી, છતાં તે વિચાર સદ્ગુણી હોઇ તેનો સાર એ ખેંચવાનો કે જો દ્રઢતાથી એક પતિત વર્ગોનો ઉદ્ધાર કરવો એ સંકલ્પ થયો તો બહારની ઉપાધિઓ ગમે તેટલા વેગ કે બળથી વિરૂદ્ધ ભાવ પ્રકટ કરે, તે છતા સંકલ્પાનુસાર વર્તન કરવામા ધીરતા, અડગતા અને સદ્ગુણી જક્કીપણું વાપરવું પડે તો તે પણ વાપરવામાં વાંધો ન મનાય. સ્પર્શાસ્પર્શથી સમાજને એવું નુકશાન થયું માન્ય રહે કે તે ભાવનો નાશ કર્યા વિના સમાજનો સમગ્ર રીતે ઉદ્ધાર નથીજ થઇ શકવાનો, તો તે ભાવનો નાશ ન કરતાં ધીમે ધીમે તે રસ્તે જવાનાં નમ્ર, નિરપરાધી અને ન્યાયી પગલા ભરવામાં કાંઇ અવરોધ કે અંતરાય આવે તો તેનાથી ડરવું નહીં, એ આશય સમજી લે છે.

## દ્રઢ નિષ્ઠા.

આવી રીતિની દ્રઢતા ન ધારણ કરાય તો આવાં સત્કાર્યો સંતોષ કારક રીતે ફળીભૂત થવા પામે નહિં. ઘણીવાર ટાંકવામાં આવેલ હિબ્રૂ લોકોનું દ્રષ્ટાંત સહુ કોઇની કલ્પનામાં આવશે કે તેઓ ગણ્યાગાંઠયા ગુલામગિરીની દશામાં રહેલા માણસો હતા છતાં ધારેલ સત્કાર્ય પાર ઉતાર્યું. લ્યૂથર આખા યુરોપને પોતાના મત તરફ આમ નહિં તો અન્ય કઇ રીતે વાળી શકયો હોય ?

### " ઉતાવળા સો બ્હાવરા. "

પરંતુ સાથે એટલું પણ ઉપર સૂચન કર્યા મુજબ ઉમેરવું ઘટે છે કે એકદમ કૂદકો મારી દાદરનાં પગથીઆંની દરકાર રાખ્યા વિના મેડી મથાળે ચઢી જવાનો પ્રયાસ કરાય તો તેમાં લાભને બદલે હાનિ થવો સંભવ છે. ઓ૦ જ૦ મી૦ ચંદાવર્કરના ભાષણમાં એકવાર શિખામણ મળ્યા પ્રમાણે: Advance with the times but not go far

ahead of the times અને એમ કરવાની આપણી હાલની વસ્તુ સ્થિતિનું નિરીક્ષણ કરતાં જરૂર નથી એ પણ સ્પષ્ટ વાત છે. આપણી સંસ્થા એટલું દુઃખ કે એટલો અનાચાર હજી ઉંડો મૂળ સુધી સડેલ નથી લાગતો કે જેથી તે દૂર કરવા હરકયુલીસ કોઇ જોઇએ; અગર યુરોપની અવ્યવસ્થિત સ્થિતિ જેવું આપણું સામાજીક અને ધાર્મીક બંધારણ નથીજ જોવાતું કે જેનો ઉદ્ધાર કરનાર લ્યૂથર ઉદભવવો જોઇએ, માટે ધીમે ધીમે સુધારાનો સાર ભણાવાયો અને જેને વાણીવિલાસ આજ દિના સુધીમાં પુષ્કળ થયો, તેનેજ કારણે હવે કાંઇ યોગ્ય અને ટકાઉ ક્રિયા કરવીજ માત્ર ઉચિત છે, અને તે ક્રિયા ઉપર બતાવ્યા મુજબ શાળા, હુન્નરશાળા, કારખાનાં વગેરે કાઢી સાથે સાથે કામ કરવા પતિત વર્ગ તમામ–તેમાં અંત્યજ આવી જાય છે–ને લાવવા અને વ્યવહારોપયોગી કેળવણી તેઓને અપાવાથી જે ફળ આવશે, તે ફળ અન્ય ઉચ્ચતર પ્રકારનું ફળ બીજા જમાનામાં અર્થાત્ તે પ્રજાની પ્રજાના સમયમાં ઉત્પન્ન કરવા સમર્થ થશે; અને વેલાને કે વૃક્ષને એ અમુક દિશામાં વાળ્યું છે તો તેજ વૃક્ષમાંથી કોઇ સમયે છેવટે રોટી–બેટી વ્યવહારની પણ છૂટ લેવાદેવારૂપી ફળ ઉત્પન્ન થવા પામશે, એ આશા હાલતરત રાખી સંતોષ માનવો ઘટે છે.

## સમયોચિત–વર્તન રાખવામાં ડાહપણ.

કદાપિ ઘડીભર માની લઇએ કે સ્પર્શાસ્પર્શનો ભેદ ટાળવાની જરૂર નથી, તો ઉપર કહેલ જે ખ્રિસ્તી ધર્મના પાદરીઓ તે ટાળવામાં પહેલ કરી ચૂકયા છે તે બાધ એક તો આવી લાગશેજ; પરંતુ તે ઉપરાંત તે પતિત વર્ગોમાં પણ કયાંક કયાંક પોતાની સ્થિતિ સુધારવા માટે તીવ્ર લાગણી થઇ ગઇ છે. મદ્રાસ પ્રેસીડેન્સીના શનાર તથા મારવાર લોકોને ઇ૦ સ૦ ૧૮૯૮–૯૯ ની સાલમાં જે મારામારી, લોહીલુહાણ, કાપાકાપી કરવાનું દુઃખદાયી રીતે બની ગયું, તેનું બીજું કયું કારણ હતું? અને આજ કારણને લીધે જો આવો ખેદયુકત્ત દેખાવ થવા પામ્યો તો તાત્કાલિક ધર્મનો ખોટો બાધ દૂર રાખી, પોતાની મેળે સર્વને ફરજ તરીકે સમજવાની જરૂર છે એ વ્યાવહારિક સુધારો કરી નાંખવો જોઇએ તથા સ્થિતમાં એટલો બધો ભેદ છે તે નાશ કરવો અગત્યનો છે. હાલનું સમય ઋહજ ઉંચી સ્થિતિએ જવું, હોઇએ તેનાથી ઉત્કૃષ્ટ થવું, સાંસારિક તથા

માયાક દ્રાક્ષ કાંઇક ગણત્રી કરાય તેવા બનવું, એવી લાગણી સર્વત્ર પ્રસરી ગઇ છે; તો આપણે પોતાની મેળે આવી જાતિની બીજી બાઇઓની લાગણીને ઉત્તેજન આપી, તેઓ તરફ ભ્રાતૃભાવ વધારવા માટે, આવા પ્રયાસો કરવા ઘટે છે. તેવા પ્રયાસો માટે સામગ્રી ઉત્પન્ન કરવી, અને તે સામગ્રીઓ ઠેકાણે ઠેકાણે લાગુ પાડવી.

## સમયોચિત વર્તન.

એ પણ સાથેજ સ્મરણમાં ધરવું ઘટે છે કે જો સમાજની ઉંચી સ્થિતિ જોવા ઇચ્છા હોય તો અણુહકના, કૃત્રિમ અને અયોગ્ય પ્રતિબંધો તથા પ્રત્યવાયો તેના વર્તન કે જીવન ઉપર જેમ બને તેમ ઓછા મૂકવા, અમર હોય તેમાંથી ઓછા રહેવા દેવા; કારણકે આવા પ્રતિબંધો તેઓની સ્વતંત્રતાના તદ્દન વિરોધી છે; તેઓની માનસિક, શારીરિક, નૈતિક અને આધ્યાત્મિક ભાવનાઓ અને વર્તનો ખિલવવામાં બાધકારક થાય છે; અને તેઓને ઐક્ય-ભાવ પુષ્ટ કરવામાં સંકોચ વર્તાય છે. હાલનાં ધોરણોથી માપી જોતાં તો આવા પ્રત્યવાયો કે પ્રતિબંધો ઉપદ્રવકારક છે એટલુંજ નહિં પણ તેમ હોવાથી સમાજની નીતિની પદ્ધતિમાં પણ સંકુચિત વર્તન થાય છે. ધર્મ જાળવવો; ધર્મ જાળવતાં છતાં જે ફેરફાર કે સુધારો દાખલ કરી શકાય તે કરવો; અને તે ન કરવાથી નીતિ બળ ઓછું છે એમ કહેવાય છે. ધર્મનો ખોટો અર્થ ન થવા દેવો; અને ધર્મની ખોટી અપવાદવાળી લાગણી જ્યાં ત્યાં કામે લાગતી હોય તે અટકાવવી. ધર્મ છે તે ધર્મને કાળે અને ધર્મને સ્થળે યોગ્ય લાગે, અકાળે કે અસ્થાને ન શોભે. જેમ: સ્થાન ભ્રષ્ટા નશોભંતે દંતા કેશા: નરવા નરા ॥ તેમ ધર્મ પણ જ્યાં ત્યાં ઘુસાડવાથી પોતાનું ધર્મ તરીકેનું માહાત્મ્ય ખુવે છે. બુદ્ધ, શંકર વગેરે જે ધર્મધુરંધર અને ધર્મરક્ષક હતા તેઓ પણ પોતપોતાના અમુક વરતુળમાંજ ધર્મનું સ્થાપન કરી ગયા છે. કર્મ કરી સંસાર વ્યવહાર ચલાવવામાં ધર્મને અમુક અર્થમાંજ શ્રી શંકરાચાર્યે પણ લીધો છે. આના અધિક વિસ્તારનું ખાસ પ્રયોજન નથી; માટે ટુંકામાં એ કે ધર્મનું ભાન ભૂલાવવાનો આશય નથી; ઉપર કહ્યું તેમજ રોટા-બેટી વ્યવહારમાં આવા પ્રયાસોની આ પ્રથમ ભૂમિકામાં ધર્મને રહેવા દેવો; અને વ્યવહારનાં કર્મોમાં જ્યાં સમાજ-સુખ માટે ભ્રાતૃભાવની અગત્ય છે, ત્યાં પતિત કોમોનો ઉદ્ધાર થવા દેવો; ખોટો સ્પર્શાસ્પર્શ ભાવ ટાળી નાંખવો; અને તિરસ્કારને બદલે

પ્રીતિ હેત, દયા, સમાનતા વગેરેની લાગણીને પ્રધાન માની વર્તન કરવું એજ ઉચિત છે. પ્રથમ પ્રયાસમાંજ ખળભળાટ વૃથા વધી પડે એવું વર્તન કરવા જઈએ તો, એટલે જો રોટી–બેટી વ્યવહાર શરૂઆત સર્વત્ર ખુલ્લો મૂકી દઈએ તો સમયને ખરો ઓળખ્યો નહિં એમ ગણાશે; તો ધર્મ એવ હતો હંતિ ધર્મો રક્ષતિ રક્ષિત:॥ એ મહા વાકય બીજા લોકોને આ પક્ષની સામે ધરવાનું તથા પોતાનું વચન ખરૂં પડાવવાનું અનુકુળ પડશે; માટે શરૂઆતમાં તો ડાહપણથીજ વર્તવું ઘટે છે. આના દ્રષ્ટાંતમાં ઉપર યોજના અમુક અંશે સૂચવ્યા ઉપરાંત એટલું કહેવું પ્રાપ્ત થાય છે કે એવાં શાળાસ્થાનો હુન્નર કે કળા માટેનાં કે અન્ય ઉદ્યોગ માટેનાં કારખાનાંઓમાં સ્પર્શાસ્પર્શ તૂટયો એમ સ્પષ્ટ રીતે નક્કી થઈ શકે કે થોડો સમય વિલંબ રાખી પાણીની સામગ્રી તૈયાર રાખવી કે જેને ઠીક પડે તે સામાન્ય ઠામમાંથી પાણી એકાકાર રીતે, વટાળ કે અભડાયાનો બાધ લાવ્યા વિના પીએ, અર્થાત વિકલ્પ પ્રથમ રાખવો; જેની ઇચ્છા હોય તે એ પ્રમાણે સમુદાયમાં ભળે અને સમાનતા ઉત્તેજન કરે; પરંતુ આ સમયે પણ જે કારખાનાનો ધણી હોય તેણે પોતાના કુટુંબ વર્ગના માણસો પાસે આ પ્રસંગે પહેલ કઢાવવી જોઇએ કે જેથી પોતે પૈસા પાત્ર હોઇ, જો જ્ઞાતીના સમુદાય તરફથી કાંઇ ભીતી ધરાવવા જેવો ઉછાળો થવા પામે તો ગરીબ ઘેર માર ન પડે. અને કદાપિ : યદ્યદાચરતિ શ્રેષ્ઠ સ્તત્તદેવેતરોજન:॥ એ ન્યાયે એને કોઇ કલંક નહિં લગાડે તો બીજાઓને અનુકરણ કરતાં વિલંબ નહિં થાય, કારણ કે સામાન્ય લોકો તો હમેશાં પહેલ કાઢતાં ડરે છે. "ભાઇ, હોળીનું નાળીએર કોણ થાય?" એવી ખાલી બીક રાખે છે કે નઠાણુ સ્યાગ્રતો ઠાચ્છેત્ સિદ્ધે કાર્યે સમંફલં। યદિ કાર્યે વિપત્તિ: સ્યાન્મ ખરસ્તત્ર હન્યતે॥ આવે કારણે પહેલ ન કાઢવી એ મમત હોય છે કે એને વાસ્તે નૈતિક બળ નથી હોતું; અને પછી એકવાર અનભ્યાસમાંથી અભ્યાસ દશા થઇ, કે પરિપાટી બંધાઇ, પછી નૂતનતા કે નવાઇનો ભાગ દુર થયો, અને સારૂં કે લાભકારક તો છેજ; કારણ કે સગવડ, આર્થીક કલેશનો અભાવ, સામાજીક સુખની પુષ્ટિ અને માનસીક વૃત્તિને પણ ઉત્તેજન આપનાર પ્રથા હોઇ, સહુ કોઇ તેનું અવલંબન કરવા તત્પર હશે, તે વર્તનમાં તે કાળથી ઉતારશે. બીજી તરફથી કારખાનું એવાજ હેતુથી ઉઘાડયું હોય માટે પણ તે કારખાનાના ધણીએ સારો દાખલો બેસાડવો જોઇએ.

## આવા સુધારા આગળ થયેલ તેના દાખલા.

હિંદુસ્થાનમાં આવા આવા ફેરફારો વ્યવહારમાં સમાજના સુખાર્થે ઘણી વખતે થયા છે. સતી થવાનો ચાલ બંધ થયો તે પહેલાં કેમ થશે અને બંધ કરાય કેમ તેને માટે અનેક પ્રકારના વ્હેમો–મમતો–ના કિલ્લા બંધાયા હોવા જોઈએ; પણ માત્ર હવામાં તે બંધાયા રહ્યા અને કાયદો આવી તે રીવાજ નાબુદ કરવામાં સફળ થઈ ચૂકયો. સતીનો રીવાજ પ્રથમ અકબરે પણ બંધ કરાવ્યો હતો. પ્રથમ ઈબ્નૂ બટયુટા નામના મુસાફરે સતીના રીવાજની માહેતી મુસલમાનોને તથા બીજા સર્વ જનમંડળને પોતાની મુસાફરીમાં હિંદુસ્થાનમાં જોયેલ દેખાવો પૈકીના એક તરીકેની આપી. તે પછી ઈ૦ સ૦ ૧૪૫૦ માં લગભગ અબ્દરરઝાક મુસાફર હિંદુસ્થાનમાં આવેલ તેણે આપી અને તેણે વળી એક એવો રીવાજ વર્ણવ્યો છે કે દેવની મૂર્તી સમક્ષ જીવતાં માણસો બળીદાન તરીકે દેવની બેસવાની ગાડીનાં પૈડાં તળે છુંદાઈને મરણ પામતાં, અને આ પણ થોડે સ્થળે જોવાયેલ નહિં; દાક્ષણમાં અધિક અંશે જોવામાં આવેલ છતા આવા રીવાજો હાલ એવા નાબુદ થવા પામ્યા છે કે તેનું નામ નિશાન માત્ર પણ નથી રહ્યું તો પછી જ્યારે ધીમે ધીમે ઉપાસન કરી, મૂળમાંથી તોડયાને બદલે સૂકવી નાંખવાનો પ્રયાસ કદાપિ નિર્મૂળ કરવાને લાંબો વખત લે, તોપણ સતત પ્રયાસ અને મનની ધીરજ વગેરે ગુણોની સહાય હશે તો સફળ થયા વિના રહેશેજ નહિં. અગર એ પણ ઉપાય છેવટનો અજમાવી શકાય ખરો કે સરકાર–દરબાર–તરફથી ખાસ સ્પર્શાસ્પર્શ ભાવ દૂર કરનાર એક કાયદો ઘડાવાય; પણ તે તો છેવટનો અને બીજા ઉપાયો નજ ચાલી શકે ત્યારે ઉપયોગમાં લેવાય, એમ માનવું ગેરવ્યાજબી નથી.

## સુધારતાં બીજી વ્યવહારની બીક ન રાખવી.

હવે બીજું એ પણ એક ધ્યાનમાં રાખવા જેવું ગણાય કે રાષ્ટ્રીય સુધારો કરવા ઇચ્છતા સમુદાયને આપનાર ને લેનાર એવા બે વર્ગો ઉપર આધાર રાખવો પડે છે; ધર્મના સુધારામાં અમુક હક કે અમુક સ્વતંત્રતા લેવા માટે પણ આપણા કરતાં બીજી વ્યક્તિ કે સમુદાયનું અવલંબન કરવું પડે છે; એજ રીતે બીજા સુધારા સંબંધે સમજી લેવાનું; પરંતુ સમાજમાં કોઈ પ્રકારનો સુધારો દાખલ કરવા ઇચ્છા થાય ત્યારે તો ઇચ્છા

થનારનેજ વર્તન કરવાની જરૂર રહે છે; કદાચ પોતાના મનના સંતોષ માટે બે ચાર સારા સમજુ અને ડાહ્યા લેખાતા વિદ્વાનોની સલાહની અપેક્ષા રહે તો તે પણ તાત્કાલિક મળી શકે; અને મળ્યા પછી તો માત્ર પોતાની વૃત્તિ, બતિ અને મતિ ઉપરજ મુખ્ય આધાર છે. આ જાતિની પણ એક સગવડ સ્પર્શાસ્પર્શનો બાધ ટાળવાને ઇચ્છતા હોય તેના સંબંધે સમજી લેવાની છે. બીજા લોકોની સહાય છેક અનપેક્ષિત છે એમ તો નહીં; પરંતુ તે આવેથીજ કાર્ય શરૂ થાય એમ પણ નહિં. વિલાયત જઈ આવનાર પ્રથમના પુરૂષ ( નામ સર્વ કોઈ જાણી શકે એવું છે ) એકલાજ હતા, અને હવે તે પરિપાટી થઈ પડી ત્યારે તો સહાય અનાયાસે આવી પડી; અને એવો વિલાયત જઈ આવનારનો સમુદાય દિન પ્રતિદિન સબળ થતો જાય છે તે એટલે સુધી કે જો તે તે વ્યક્તિઓની જ્ઞાતિ અન્યાય વાપરે ને નાત બહાર મૂકે તો કઈ જ્ઞાતિ અને કઈ જ્ઞાતિ બહારની વ્યક્તિએ સમજ સમજવું મુશ્કેલ થઈ પડે. તેવું તેઓની સંખ્યાનું બળ વધવા માંડયું છે; તેજ રીતે સ્પર્શાસ્પર્શ સંબંધે વર્તન કરાય તો તેવીજ ફળની આશા રહી શકે છે એમ માની લેતાં બાધ નથી. માત્ર જન સ્વભાવ બર્ક કહે છે તેમ " Reform is a thing that has to be kept at a distance to please us "—આપણે ખુશી દૂરથી થઈ શકીએ એવું સુધારાનું સ્વરૂપ છે; નિકટ આવેથી સુધારો આંધિ તથા ઉપાધિ ઉત્પન્ન કરે છે; કારણકે સંપ્રદાય એટલો બળવાન થઈ પડયો છે કે તેના બળ સામે નવા રસ્તાનું બળ કાંઈ જોર કરી શકતું નથી; પરંતુ એકવાર એ બળ તોડવાની કોઈ વ્યક્તિની હિંમત થઈ to break the ice તો પછી રસ્તો જે સર્વે માટે સરળ થઈ ગયો, તે ઉપર થઈનેજ અન્ય પ્રાકૃતજનો તો ચાલવાના. કેટલાક ભાગના લોકો માત્ર હોય તેમ ભલે રહે તેવા મતના હોય તેઓને કદાચ આ માર્ગે આવવાનું અમુક સમય સુધી વળણ ન થાય; પરંતુ લાભ દેખે કે તેઓ પણ આવી લાગે. શરૂઆતમાં મુશ્કેલી નડે, તેવી રીતે સ્પર્શાસ્પર્શના સંબંધમાં તો છેજ નહિં; કારણકે શરૂઆત તો કોઈ કોઈ સ્થળે થઈ ચૂકી છે. જે એકવાર અમુક વ્યક્તિનો ખાનગી અભિપ્રાય તરીકે હતો તે એમર્સનના કહેવા મુજબ અત્યારે બહાર પડી અમલમાં મૂકાઈ, સમુદાયનો બન્યો અને લાભકારક અમુક અંશે નિવડતો જાય છે. એમર્સન કહે છે કે:—Every reform

was once a private opinion," અને એક વ્યક્તિએ એટલું બધું કર્યું એ લ્યૂથર, શંકર વગેરેનાં દ્રષ્ટાંતોથી સિદ્ધપ્રાય વાત છે તો પછી "પુરૂષત્વ" માં ખરૂં "પુરૂષાર્થ" સમાયું છે. પુરૂષત્વ–વ્યક્તિત્વ ખરૈ ખરૂં બતાવવા ઉદ્યમ કરવો એજ ખરો પુરૂષાર્થ હોઇ, તદનુસાર આ સ્પર્શાસ્પર્શમાં પણ હવે વર્તન વડે કારખાનામાં ખાસ જઇને અગર કુટુંબ વર્ગના માણસોને મોકલીને, ખોટા પ્રતિબંધો તોડવા તરફ ખંત દોરાવી જોઇએ, અને તેથીજ સમાજનો ઉદ્ધાર થવા સંભવ છે અને વ્યક્તિમાં એટલું બળ છે તો કદિ સમુદાય અમુક ઐક્યતા ધારણ કરી, સ્પર્શાસ્પર્શનું બને તેટલું બળ તોડવા મથન કરે તો અધિક ફળ ન પ્રાપ્ત કરે? અંગ્રેજી કહેવત " The force of character is cumulative " ઉપયોગમાં આવવાથી સમુદાય આખા સમાજને લાભ કરી શકે તેમાં વિલંબ થોડો થાય અને લાભ અધિક અંશે મળી શકે.

## ઉપાય–પ્રયોગ.

હવે એમ કહી શકાય કે સ્પર્શાસ્પર્શ એ મથાળાની વ્યાખ્યા ટુંકામાં આપીએ તો. અડકવા સંબંધી વાંધો કે નહિં વાંધો અર્થાત્ અંગે અડકવાનો વાંધો કે તેનો અભાવ; પછી ખાનપાન, દીકરો–દીકરી–પરણાવવું તેનો વાંધો કે નહિં વાંધો; પછી ગમે તે અર્થ રૂઢિમાં કરાયો આવતો હોય છતાં ધાત્વર્થ એટલે વાચ્યાર્થ એકજ; જમાના પ્રમાણે અર્થનું રૂપાંતર થઇ શકે છે તેમ આમાં પણ થયું. હાલની સ્થિતિમાં પણ બ્રાહ્મણોમાં અનેક અવાંતર જાતિ છે, તે જાતિઓને માંહોમાંહે રોટી–બેટીનો વ્યવહાર નથી; બ્રાહ્મણોથી ભિન્ન વળી વૈશ્યો; તેઓને અવાંતર વૈશ્ય જાતિઓમાં પરસ્પર રોટી–બેટી–વ્યવહાર સ્વતંત્રતાથી છૂટવાળી રીતે સર્વેને લઇ શકાતો નથી; વળી બ્રાહ્મણો ને વૈશ્યો કેટલાક શૂદ્રના હાથનું પાણી પણ ન પીએ; ઉપરાંત બ્રાહ્મણો કેટલાક છેક અનામિક વર્ગ કે અંત્યજ વર્ગોના લોકોનો પડછાયો પણ ન લે અને કદાપિ લેવાયો તો સ્નાન કરી બીજું કાર્ય આરંભે. આમ સ્પર્શાસ્પર્શના ઉતરતા કે ચઢતા દરજાઓ માની લેવાય અને તે પ્રમાણે તેના અર્થનાં જુદાં જુદાં સ્વરૂપો મટી, માત્ર થોડાં થાય; અગર ફક્ત એકજ થાય એવી યોજના હાલ તો કરવી ઘટે છે. પ્રથમ રોટી–બેટી–વ્યવહાર ન હોય તોપણ ભલે; છતાં જે બ્રાહ્મણની અવાંતર નાની કોમો એકબીજા સાથે અન્યવ્યવહારનો વાંધો નથી ધરા.

વતા તથા બ્રાહ્મણત્વ જેની અવાંતર જાતિ–Species, as opposed to the genus Humanity–હોય તેવાને એકત્ર થવું ઘટે છે. તેઓ એકત્ર થાય, તેવીજ રીતે વાણીઆઓમાં પણ જે પેટા જાતિ હોય તે દૂર થાય તથા તેઓ એકત્ર બને; એજ રીતે આમ એકત્ર *કરવામાં કણબી, લૂહાર, સુતાર, દરજી, માળી, વગેરે જેની પેટા જાતિ ધંધાને કારણે થઇ હોય તેવાઓએ એકત્ર થઇ જવું; તથા પતિત વર્ગો ગણાતા જે છે તેઓમાં પણ માંહોમાંહે સ્પર્શાસ્પર્શનો બાધ રહે છે, જેવા કે ઢેઢ, ચમાર, ભંગી વગેરે તેઓએ એવો નિરર્થક ભેદ ટાળી દઇ એકતા ધારણ કરવી. આથી બીજું પગથીઉં એ થઇ શકે કે માત્ર ચાર મુખ્ય વર્ણો રહે તેવી વ્યવસ્થા પરિણામે થાય તેમ એકતા આવી જવી જોઇએ. આ વ્યવસ્થા સિદ્ધ થવાનાં સાધન ઉદ્યોગનું સ્થળ અને ત્યાં પ્રકટ કરાવો, ઉત્તેજીત થતો તથા દિન પ્રતિદિન વૃદ્ધિ પામતો ભ્રાતૃભાવજ છે. જેટલે દરજજે આપણી ખામી તીવ્ર લાગણીથી અનુભવાશે, તેટલે દરજજે તીવ્ર ભ્રાતૃભાવની લાગણી ઉત્પન્ન થઇ, વર્તનમાં ઉતારાશે. પરમાત્મા સર્વમાં એ લાગણી પુષ્ટ કરો ! એક બીજાથી સર્વને સંતુષ્ટ કરો ! એનાજ પરિપાલનમાં ચુસ્ત કરો ! એજ, ઓમ્ !

### હાલના પ્રયોજાએલ ઉપાયોના દાખલા.

ઉપાયો ખરેખરા યોજાયાથીજ સાર્થકતા થશે; એ નિશ્ચયપૂર્વક ખરૂં માની આગળ વધતા જવું; અને આગળ વધવામા બીજા પ્રકારનો, જરા ઉંચા નંબરનો, અને વધારે ટકાઉ તથા સારાં પરિણામ લાવનાર ઉપાય યોજવો હોય તો તો જેમ હાલ મુંબઇ અને મદ્રાસ ઇલાકામાં સ્થળે સ્થળે "મીશન" કાઢવામાં આવ્યાં છે તેવા પતિત વર્ગો જેને જ્ઞાતિ બહારની કોમો ગણવામાં આવે છે, તેના ખરા ઉદ્ધાર તથા તે કારણે દેશના પણ ખરા ઉદ્ધારની ઉત્કટ લાગણી જેને હોય તેણે તો તેવા "મીશન"–પવિત્ર દૈવી કાર્ય ગણી, જાતે મહેનત, પૈસા, મનોબળ વગેરેનો વ્યય કરી, પ્રયાસો કરવા જરૂરના છે. મુંબઇનો નજીકનો દાખલો તપાસી જોઇશું તો ત્યાંની પ્રાર્થના સમાજના અંગમાં આવું "મીશન"–પવિત્ર ફરજનું કાર્ય–ઘણાએ કરવાનું આજે ખરૂં જોતાં તો ત્રીસેક

---

* હિંદુસ્થાનના પ્રતિત વર્ગોની બજુત્રી કરતાં તેઓ આખી હિંદુ–વસ્તીની સંખ્યાનો એકચતુર્થાંશ ભાગ છે.

વર્ષોથી લીધું ગણાય, છતાં એકંદરે બહાર પડ્યું તેને પાંચેક વર્ષો થયાં છે. આમાં અમુક વ્યક્તિનું મનોબળ વધારે કામ કરે છે, અને અમુક વ્યક્તિનું અધ્યક્ષપણું એજ આ વ્યવસ્થાને આગળ વૃદ્ધિ પામવાને સહાયભૂત નિવડે છે, તે અનુભવથી સિદ્ધ કરી શકાયું છે. તે સર્વે એકજ સરખી રીતે ઓ૦ જસ્ટીસ મી૦ ચંદાવર્કરના શબ્દ-બોધ પ્રમાણે એમ માનીને વર્તન કરે છે કે પતિત વર્ગોનો ઉદ્ધાર કરવામાં ખરેખર તેઓ પોતાનોજ ઉદ્ધાર કરે છે:-"In elevating the depressed, we are but elevating ourselves." આવી રીતે એક વ્યક્તિ ગમે તેટલો પૈસાનો વ્યય કરે કે મનોબળ વાપરે તેના કરતાં અધિક ફળદાતા કામ એક મંડળ એકઠું થઇ, પોતાનું એકત્ર કરેલ મનોબળ, શારીરિક અને આર્થીક બળ વાપરે તો તે કામ નિવડે તેમાં નવાઇ નથી. જ્ઞાતિની ભીતિ પણ તેઓને રહેતી નથી, કારણકે જ્ઞાતિ તોડવા તથા ઐક્યતાવાળો વર્ગ ઉત્પન્ન કરવા તરફ તો તેઓના પ્રયાસો સતત થયાજ કરે છે. એ મુંબઇના ઉપયુક્ત મંડળના ઉદ્દેશો તેઓના ઇ૦ સ૦ ૧૯૦૮ ના રીપોર્ટ-વાર્ષીક હેવાલ-માં જણાવ્યા મુજબ ચાર છે-(૧) કેળવણી આપવી; (૨) ધંધારૂપી કામ સોંપવુ; (૩) તેઓની સામાજીક ખોડો સુધારવી, (૪) અને ધર્મનો બોધ કરી તેઓનું ચારિત્ર્ય સુધારી, સારા શેહેરીઓ થતાં શિખવવું. મદ્રાસ તથા કલકત્તા તરફ ખરૂં અનુકરણ આ મંડળનું સ્થાપન થયા પછી કરાયુ છે.

## તેજ બાબત જારી.

કેળવણી સબંધે વધારે હકીકત લખીએ તો ટુંકમાં-શારીરિક, માનસિક અને નૈતિક કેળવણી શરૂઆતમાં અપાય છે; પછી ઔદ્યોગિક અને ધાર્મીક તેમજ શેહેરી તરીકે રહેવા સંબંધીની કેળવણી પણ અપાય છે. સ્વચ્છતા નિયમો ખાસ પ્રયોગમાં મૂકાય છે, અને ન્હાવા ધોવાની ક્રિયા ખાસ શાળામાજ શિક્ષકો સમક્ષ કરાવાય છે, અને સ્વચ્છતાનું ખરૂં માહાત્મ્ય નજરે દેખાડવામાં આવે છે. પરેલની, દેવનારની, એગ્રીપાડા ઇત્યાદિ નિશાળો મુંબઇમાં જે હાલ ધમધોકાર કામ કરે છે તે પ્રમાણે સ્થળે સ્થળે કાર્ય શરૂ થાય તો આ "મીશન" પવિત્ર ફરજનું કાર્ય ફલીભૂત થતાં બહુ વિલંબ ન થાય; એટલે કે જેમ પુના, અકોલા, ઇગતૂપુરી વગેરે સ્થળે આ કાર્ય હોંસભર ચલાવવામાં આવે

છે, તેવી રીતે કાઠીઆવાડ–ગુજરાતમાં પણ ચાલે તો બધી બાજુનું જોર એકઠું થાય અને સંમિલિત જોર ઘણું થઈ પડે. છેવટે ઐકયતાની જે ખ રી ધારણા અને જે સમાજ સમસ્તનું એક ખરૂં લક્ષ તે સંપાદન થાય, એટલે વાંછિતની પ્રાપ્તિનું જે સુખ કહેવાય તે સુખ મળે. આવાં મંડળોમાં પણ કોઈ કોઈ સ્થળે શરૂઆતમાં પૈસાનો વ્યય સારી રીતે કરવો પડે છે; કારણ કે એ પતિત વર્ગો એવા ગરીબ હાલતમાં હોય છે કે પુરાં લુગડાં કપડાં પણ પહેરવા તેઓને મળતાં નથી, તો તે અપાવવાં પડે છે; પુસ્તક તથા શાળોપયોગી સર્વ સામાન તેઓની જરૂરીઆત પ્રમાણે અપાવવાનો રહે છે; તે ઇત્યાદિ પ્રકારનો ખર્ચ થાય અને ઉત્તેજનાર્થે ઇનામ મેલાવડા પણ કરવા પડે કે જેથી વળી જાહેરમાં તેવા પ્રયાસોની જાણ થાય અને જેને સખાવત કરવાની ઇચ્છા થાય તેને તક પણ મળે; આ સર્વ વિગતોમાં આર્થિક સંપત્તિ આવશ્યક હોય, મંડળ એકઠું થાય અને તેવા સમુદાયનું એકઠું થયેલ નાણું કાર્ય કરવામાં સારી સહાય કરી શકે. વળી બીજા સખાવત કરનાર લોકો પણ છૂટીછવાઈ વ્યક્તિને ભરોસે દ્રવ્ય આપવાનું યોગ્ય જો અમુક અંશે ન ગણતા હોય તો આવા મંડળને ભરોસે તો આપેજ; એટલે પણ ઇષ્ટ સાધન સંપાદન થાય, અને કાર્યની સિદ્ધ થાય. આ રીતે કાર્ય સિદ્ધ સ્થળે સ્થળે થાય એવી છેવટની આશાસ્તિ સહિત પૂર્ણાહુતિએ આ લેખ લવાય તો અયોગ્ય નથી, ઇતિ ઓમ્.!

વડોદરા સ્ટેટની ગણત્રી પ્રમાણે એકલા ગાયકવાડ સરકારના સંસ્થાનોમાં અંત્યજ વર્ગો છે તેઓનો ઉદ્ધાર કરવા માટે જ્યાં ધમધોકાર પ્રયાસો ચાલી રહેલા છે ત્યાંની સંખ્યા નીચે મુજબ છે.–

અંત્યજ–અસ્પર્શ્ય–વર્ગો:—

| કુલ વસ્તી. | કુલ વસ્તીમાં ટકા. | હિંદુ–કુલ વસ્તીમાં ટકા. |
|---|---|---|
| ૧૬૩૧૭૬ | ૮.૩૫ | ૧૦.૫૫ |
| | અમરેલી મહાલમાં. | |
| ૧૩૧૧૦ | ૭.૫૬ | ૮.૭૭ |
| | કડી જીલ્લામાં. | |
| ૭૬૪૨૮ | ૯.૦૫ | ૧૦.૨૪ |
| | નવસારી જીલ્લામાં. | |
| ૧૭૫૧૭ | ૫.૮૩ | ૧૩.૮૩ |
| | વડોદરા વિભાગમાં. | |
| ૫૬૧૨૨ | ૮.૭૧ | ૧૦.૭૧ |

## ઉપસંહાર.

પ્રયાસો અંત્યજ વર્ગના ઉદ્ધાર માટે એટલા સજ્જડ અને સહૃદય પણ થાય છે કે, પ્રત્યેકની કે હરકોઈની લાગણી તે તરફ કુદરતી રીતે ખેંચાય–નાણાંની મદદ, તન અને મનની મદદ વગેરે અનેક પ્રકારની મદદ પણ કરવામાં આવે છે. નામદાર ગવર્નર અને તેમનાં નામદાર બાનુ તરફથી એટલે કે આપણા ઇલાકાની વાત કરીએ તો ઉંચામાં ઉંચી પદ્વીથી માંડીને છેક વચલા વર્ગના તથા નીચા વર્ગોના લોકો સુધી આવા પરોપકાર અને મહા ઉદાર વૃત્તિના કાર્યને થોડે ઘણે દરજ્જે સહાય થતી આવે છે; અને તે પ્રમાણે દિનપરદિન થતી જશે. અનેક શાળાઓ તે વર્ગોને માટે ઉઘાડવામાં આવી છે અને છેલા વર્ષના પ્રસિદ્ધ થયેલા હેવાલ ઉપરથી લાગે છે કે કેળવણીની પાછળ રૂ. ૨૦૩૦૪–૧૧–૫ ખર્ચ થયો હતો, તેમાં નામદાર સરકાર તરફથી મળેલી વાર્ષીક સહાયના લગભગ બે હજાર રૂપૈયા અને મ્યુનિસીપૅલીટી તરફથી તેવીજ સહાયના લગભગ અગીઆરસેં રૂપૈયા હતા. પરેલમાં એ અંત્યજ વર્ગોના શિષ્યોને માટે રહેવાની સગવડ શિષ્યભાવના અને સહચારીભાવ વધારવાના હેતુથી પુરી પાડવામાં આવી છે; અને તેનો ખર્ચ પણ સારી રકમમાં થાય તે બાબત સમજી શકાય તેવી છે. ઉપર દર્શાવેલી ખર્ચની કુલ રકમનો એક ચતુર્થાંશ ભાગ પુના ખાતાંની શાળાને નિભાવવામાં થયો છે. જે મંડળી રીતિસર, ધારણ મુજબ અને નિયમાનુસાર અંત્યજ વર્ગોના ઉદ્ધારને માટે કાર્યક્રમ ચલાવવા માટે બંધાઈ ચૂકી છે, તેઓના ભગીરથ પ્રયાસને માટે અને તેઓની ખરે ખરી જીવદયાને માટે જે પ્રયાસો પરોપકાર તરીકે કરવામાં આવે છે, તે સઘળાની ખરી પીછાન અંત્યજ વર્ગો કરે છે, એટલુંજ નહિં પણ નામદાર સરકાર તરફથી પણ તેને માટે જોઈએ તેવી સંતોષકારક પીછાન કરવામાં આવે છે.

અંત્યજ વર્ગના શિખનારાં બાળકોને અથવા ઉમ્મર લાયક માણસોને ધંધા–રોજગારની પણ કેળવણી આપવામાં આવે છે, તેમાં મુખ્ય ઉપયોગી અંગ એ છે કે તેઓને બીજા વર્ગોથી અલગ કરવામાં આવ્યાં છે. તેઓની શાળા જુદીજ છે તે તેઓને સુધારવાના અંતઃકરણપૂર્વકના પ્રયાસની સફળતાનું ખરૂં અને દ્રઢ સાધન છે. બીજા વર્ગોની સાથે એકદમ તેઓને કેળવણી આપવામાં આવે તો તેઓ અલબત્ત બીજા વર્ગોનાં છો

કરીઓની સાથે ભેળસેળ થવા જતાં સંપને બદલે ઉરકેરાએથી લાગણીનાં ભોગ થઈ પડવાની ભીતિ રહે, એવા વ્યવહારિક ડાહપણથી આવું પગલું ભરવામાં આવ્યું હોય તો તે કોઈ રીતે અયોગ્ય નથી. તેઓને જે ભણતર શિખવવાનું છે, તેજ ભણતર બીજા વર્ગોનાં બાળકોને શિખવવાનું હોય કે ન પણ હોય—એ બુદ્ધિપૂર્વક વિચાર કરીને ઉપલી પાયરીપર ચઢાવવાને ઉત્કંઠા ધરાવતા સુધારકોની સફળતાની એ સરણિ થઈ પડે તેમાં આશ્ચર્ય નથી. કારણકે એકાએક અત્યાર સુધી અંત્યજ તરીકે લેખાયેલા વર્ગોના પ્રતિનિધિઓ સઘળાજ કળાહુન્નર—ધંધા—રોજગાર વગેરે પારિભાષિક કેળવણી નહિં લેતાં જો ફક્ત છૂટા છૂટા દરેક જાતના હાલની શાળાઓ અને મહાશાળાઓમાં અપાતા વિષયોનું અને સાહિત્યના વિષયોનુંજ શિક્ષણ જો ગ્રહણ કરવા લાગ્યા હત, તો તે વર્ગની ફતેહ ધારેલે અંશે થાત કે નહિં તે વાત સંશયાત્મક છે.

તેઓને અંત્યજ વર્ગમાંથી એકદમ દરેક તથા સર્વેને બ્રાહ્મણ—વૈશ્ય—ક્ષત્રિય વર્ગોના ભિન્ન ભિન્ન પેટા પેટા વર્ગોની સાથે એક પઙ્‌ક્તિ ઉપર બેસારી દેવાશે, એવી ફોકટ આશા તો વ્યવહાર દ્રષ્ટિથી બુદ્ધિપૂર્વક વર્તન કરનારા આ બનતાં સુધી રાખે નહિં, એમ માની લેવામાં બાધ નથી. જે હિંદુસ્થાનમાં પરાપૂર્વથી વર્ગોના અવાંતર વિભાગોની વૃદ્ધિ થયાને ઘણો કાળ વીતી જવાથી વિભાગોથી પરિચિત બનેલો અહિં તરકનો જનસ્વભાવ છે; જ્યાં બોલવામાં ભલે આપણે ઐક્યતા લાવવાને અથાગ ફીણ ઉડાડતા હોઈએ; અને જ્યાં વર્તનમાં પારસીપણું છોડવાને પારસી ખુશી ન હોય, અને એ રીતે દરેક કોમ પોતાનું કોમપણું છોડવામાં રાજી ન હોય; ત્યાં અંત્યજનો એકદમ ઉદ્ધાર કરવા તત્પર થવું તે કાંઈક સફળતાની ન્યૂનતા લાવવાના સાધનવાળો ઇલાજ છે, એમ માનવું પડે છે. બીજી બાજુપર અંત્યજ લોકો પોતે પણ પોતાના ઉદ્ધારને માટે સતત પ્રયાસો કરી રહ્યા છે; જેઓને કાંઈક અંશે જ્ઞાન થયું છે, જેઓની બુદ્ધિનો વિસ્તાર અનેક દિશામાં થયો છે, અને જેઓએ સુધારાનાં બીજોને પાંગરતા જોયાં છે તથા પોતાનાજ યુગમાં તે ફળોનો અમુક દરજ્જે સ્વાદ કરવો જેઓને ઇષ્ટ લાગે છે તેઓ તો પોતાની મેળેજ કોઈપણ રીતે મનમાં નિરાશ થયા વિના કાળજીપૂર્વક ઉદ્ધાર કરવા તરફ પ્રયાસો પ્રમાણિકપણે કરતા જાય છે; આ એક અતિ હર્ષનુંજ ચિન્હ ગણવું જોઈએ. પરંતુ એવાઓની સંખ્યા બહુ મોટી તો નથી.

એ હકીકતની સત્યતા પરત્વે વધારે કહેવાની જરૂર નથી. એક પાસા શબરી, અને કરમાબાઇ, તો બીજી પાસા રોહીદાસ ચમાર, ચોખામેળા અને જાનાબાઇ વગેરેના ઘણાં વર્ષો પહેલાં કરવામાં આવેલા પોત પોતાના યુગોને લગતા પ્રયાસો ઘણાઓના ધ્યાનમાં હોવા જોઇએ. નારદ વિષે જે "ભંગી "ને પોતાનો ગુરૂ કર્યો તેની આખ્યાયિકા છે, તે સંબંધી વિચાર કરીશું તો લાગશે કે સાર તરીકે સમજવા જેવો તે વૃત્તાંતનો ભાગ એટલો છે કે નારદ જેવાને શિખામણ આપી ગુરૂ તરીકે પોતાના બોધ વચનો વડે નારદ ઉપર દેવતાઓનો શાપ પડયો હતો, તેમાંથી તેને બચાવી લીધા તે "ભંગી" ગુરૂ હતો; અર્થ એવો કે પરાવિદ્યા સુધી અને વ્યવહારમાં ઉપયોગી થઇ પડતું ડહાપણ જો હલકી કોમના માણસ પાસેથી કોઇ વખત અમૂલ્ય થઇ પડે છે, તો તેવો માણસ બધી જાતિના કરતાં પણ શ્રેષ્ઠ માનવો જોઇએ, અને તેમાં આશ્ચર્યનું કારણ પણ નથી.

જ્ઞાન ગમે તે સ્થળેથી લેવામાં વાંધો નથી; એ વાકય પણ આવા પ્રસંગને અનુસરી સાર્થક બનાવી શકાય છે. દત્તાત્રયને જ્ઞાન લેવાનું એક કીડી કે માખી પાસેથી પણ બની શકતું; તો પછી શુનિ ચેવ શ્વપાકે ચ પંડિતા. સમદર્શીન: એ વાકય સમજી શકાય છે. ટુંકામાં ભેદ લેવો કે ગણવો તે વ્યવહાર પક્ષમાં પણ અસાધારણ શકિત્તનો પ્રકાશ ન થાય ત્યાંસુધીજ; સંસ્કાર શુદ્ધ અને ઉંચા પ્રકારના હોય ત્યારે તો એ ભેદ જવો જ જોઇએ; જ્યાંસુધી અંત્યજ વર્ગ માંહેની હરકોઇ વ્યકિત્તને સંસ્કાર, કેળવણી વગેરે સાધનો વડે કરવામાં આવે નહિં અને જ્યાંસુધી તેવા સંસ્કારોનું સુખકારક પરિણામ પ્રત્યક્ષ બને નહિં, ત્યાંસુધી સેળભેળ કરવા માટે અત્યાગ્રહ કે દુરાગ્રહ રાખવો તેમાં વ્યવહારિક ડહાપણ સમાયું છે કે નહિં, તેનો વિચાર કરવો પડે છે. તે સિવાય જો ધંધાને માપે જોવા બેસીએ, તોપણ આરોગ્યતાના નિયમો ધ્યાનમા રાખીને બોલતાં આપણે કાંઇ પણ ઉદ્ધાર કરવાની બાબતમાં ઉતાવળ કરવા જેવી લાગતી નથી. કેટલાકોને એવો અસંતોષ પેદા થતાં જોવામાં આવે છે કે તેઓ એકદમ અધીરા બની કહે છે; "અરે ભાઇ, જો એ પ્રમાણે રાહ જોઇને બેસી રહેશું તો અંત્યજ વર્ગોનો ઉદ્ધાર તો કોઇ વખત થવાનોજ નહિં !" આ વાક્ય વગેરે અનેક વાકયોમાં બાધક વિવાદ કેટલો છે, અને હેત્વાભાસનું સ્વરૂપ કયાં છે, તે બતાવવાની અગત્ય નથી. માત્ર સારાંશ ખેંચવાનો કે કોઇ વાત ઉતાવળથી કરવી નહિં, અને સંસ્કારને આધીન સઘળી બાબતો છે તેમજ રાખવી;

અને તેમાં વ્યવહારને લગતું ડહાપણ સમાયું છે. ઉતાવળ કરીને ઉત્કંઠિત બનવાવાળાઓને કોઇ રીતે વધારે સિદ્ધિ થયાનું હજી જોવામાં આવ્યું નથી ત્યાંસુધી કોઇ રીતે અધૈર્ય વાપરવાની જરૂર નથી, એ વાત સહજ સમજવામાં આવશે.

અંત્યજ વર્ગ કે અસ્પર્શ્ય કહેવાતા વર્ગોના ઉદ્ધાર માટે દ્રઢ આસ્થા વડે પ્રત્યેક વ્યક્તિએ તેમજ સમુદાયે સતત પ્રયાસ કરવાની પવિત્ર ફરજ છે, તેવી રીતે ક્રયા કરવી. કુદરતના અર્થશાસ્ત્રની પ્રવૃત્તિમાં અંત્યજ વર્ગની અગત્ય પણ પુરેપુરી છે; તે વર્ગ ગમે તેમ થાય, ગમે તે સ્થળને તપાસી જોઇએ, અથવા તો ગમે તે કાળનું માપ લેવામાં આવે, તોપણ રહેવાનો જ; અર્થાત્ તે વર્ગનો ધંધો તો રહેવોજ જોઇએ, પછી તે ધંધો કરનારા લોકો ભમે તે એકજ રહે કે બીજો વર્ગ આવી જાય; પરંતુ કુદરતના કરકસરવાળા વ્યવહારમાં તે ધંધાની જો આવશ્યકતા છે તો તે ધંધો કર નારા અમુક રહેવા જોઇએ. હવે જે જે તેવા ધંધો કરનારા બને તેઓને દરેક વખતે ધીમે ધીમે ઉદ્ધાર કરવાની ખંત તેઓએ તેમજ સમાજના બધા બીજા વર્ગોએ રાખવી જોઇએ, એ ફરજ પણ વાસ્તવિક અને યથ સ્થિત છે. બીજી પાસા નજર કરતાં પણ લાગશે કે જો ઢેડ, ચમાર કે મહાર ગમે તે જાતનો એક માણસ દાખલા તરીકે લઇએ કે જેને ઉંચા વર્ણના કહેવાતા લોકો સ્પર્શ કરવાનો વાંધો લેશે, તો તેવો એક અસ્પર્શ્ય ગણાતા વર્ગનો માણસ જ્યારે જૈનધર્મ ગ્રહણ કરે કે બ્રહ્મો સમાજમાં ભળે કે સન્યાસી બને, ત્યારે તેને પવિત્ર થયો માની દરેક માણસ તેની સાથે સાધારણ રીતે વ્યવહાર કરવા માંડશે, તેવીજ રીતે ખ્રીસ્તી થઇ જાય તો પણ તેને અડકવાનો વાંધો રહે નહિં; એ બધાનું કારણ એટલુંજ છે કે તેવો માણસ અમુક સંસ્કાર વડે શુદ્ધ બન્યો છે–પરંતુ એ માન્યતાને વધાવી લેવા પહેલાં તેવા માણસને પોતાના હિંદુ ધર્મમાંજ રહેવા દઇને સંસ્કારો એટલે કે કેળવણી–આરોગ્યતાના નિયમો વડે શુદ્ધ કરવાની કાળજી રાખીને જો પવિત્ર બનાવવામાં આવે તો તે વધારે સારો ઇલાજ માનવા જેવું છે. ટુંકમાં કેળવણી અલગ રાખેલી શાળાઓમાંજ આપવાનું હાલ તુરતની આરંભ દશામાં તો વ્યાજબી માનીને સંસ્કાર વડે સુધારો કરવો નિઃશંક સિદ્ધિદાયક નિવડશે. નીતિ–આરોગ્યતા–સ્વધર્મ એ ત્રણ જાતિના સંસ્કારો વડે શુદ્ધ થયેલાં છોકરાંઓને જ્યારે માનસિક કેળવણી આપવા

માં આવે ત્યારે તેઓ પોતે તો ઉદ્ધાર પામે અને ઉંચી સામાજીક સ્થિતિ પર આવી રહે તેમાં નવાઇ નથી; પરંતુ તેની સાથે તેઓનાં છોકરાંને વધારે સંસ્કારો લગાડવાની આવશ્યકતા રહેતી નથી; એટલે કે ટુંકામાં તેઓનાં છોકરાંઓ સુધરેલા દરજ્જા ઉપર અમુક અંશે આવી રહેશે.

અત્યારે જાહેર પ્રજા માંહેના કેટલાક સુધારાના અગ્રગણ્યો તથા પરોપકારમાં પ્રીતિ ધરાવનારાઓ ખંતથી પ્રયાસ કરે છે, અને જુદે જુદે ઠેકાણે અંત્યજ કે અસ્પર્શ્ય ગણાતા વર્ગોને કેળવણી આપીને બીજી અનેક પદ્ધતિ વડે તેઓનો ઉદ્ધાર કરવાની કાળજી ધરાવે છે, તેઓના પ્રયાસોનાં બીજો પાંગરવા લાગ્યાં છે; અને અમુક દરજ્જે ફ્ળો પણ થોડા વિસ્તારમાં પાક દશાને પહોંચ્યાં છે; તે ઉપરથી સહજ જણાઇ આવશે કે જે બાબત અમલમાં મુકાઇ ચૂકી છે તે એકદમ અસ્પર્શ્ય ને સ્પર્શ્ય બનાવવા તરફ જતી નથી, તેમ ગઇ નથી, માટે જે ધડો લઇને પ્રમાણ બાંધવાનું છે, તે કોઇ રીતે ભૂતકાળના અનુભવથી વિચિત્ર હોવું જોઇએ નહિં, સુધારો પણ ભૂતકાળ અને વર્તમાનકાળનું પ્રમાણ રાખીને ભવિષ્યકાળ માટેના વર્તનનું ધોરણ ઘડી કાઢે છે. ભવિષ્યકાળમા આપણું કર્તવ્ય ફક્ત એટલુંજ હોવું જોઇએ કે જે આગલી પાછલી હકીકતોને લીધે ડહાપણ વાળું, ચોપાસ દ્રષ્ટિ રાખી ને નિર્માણ કરાયલું અને સમયસૂચકતાવાળું થયું છે તેમ ગણાય.

બીજી તરફથી અંત્યજ વર્ગોને માટે પરસ્પર સહાયકારક મંડળી સ્થાપવામાં આવી છે; તેઓની આંટ વધારવા માટે તેઓની મંડળીના સભાસદોને કરકસર વ્યવહાર પરત્વે શીખવવામાં આવે છે; અને તેઓની પાછળ મદદ કરવા માટે તથા તેઓની શાખ મજબૂત બનાવવા માટે ઉપલા અને ઉંચા ગણાતા વર્ગો માંહેના સમાજ સેવામાં સદા તત્પર રહેલા કેટલાક અગ્રણીઓ ટેકો આપવાને તેમજ તેઓનું કામકાજ ચલા વવાને માટે સતત તૈયાર ઉભા રહે છે. પૈસાની તંગીમાં આવી જાય તેવા ઓને સભાસદ તરીકે પૈસા ધીરવામાં પણ વિલંબ થતી નથી. આ કાર્ય પણ કોઇ રીતે ઓછા પરોપકારનું ગણાય નહિં. આર્યસમાજ, બ્રહ્મો સમાજ, પ્રાર્થના સમાજ વગેરે પથાનુયાયીઓ અંત્યજ વર્ગોના ઉદ્ધાર માટે અહનીંશ પ્રયાસો કરે છે; ભેદ ટાળવાના ઇલાજો અજમાવે છે; અને અસ્પર્શ્યપણું દૂર કરે છે. હવે એ સર્વે પ્રયાસોની છેલ્લાં દશ વર્ષોની

ફ્રેઝ માપી જોયા બાદ સમજવાનું એટલું છે કે તાત્પર્યરૂપે સઘળાથી જોઇ શકાશે કે કાંઇ પણ કાર્ય ઉતાવળથી કરવાનું નથી; અલબત્તે ફ્રેઝ આરંભ કાળમાં થોડે દરજ્જે મળે તેવી રીતે મળતી હશે; એમ માની લેવામાં આવે તોપણ ભલે; પરંતુ સારાંશ એટલોજ કે ધીમે ધીમે કેળવણીનું જોર વધતું જશે, તેમ તેમ સુધારો પોતાનાં આગળ વધવાનાં પગલાં સદૃઢ બનાવી શકશે.

ક્રિયા પરત્વે, વ્યવહારના કર્મો પરત્વે, ધર્મના વિધિઓ પરત્વે, સામાજીક ધારણો પરત્વે, વ્યવહાર અને ધંધા રોજગાર તેમજ વેપાર વાણિજ્ય પરત્વે સહુ સહુના વર્તનમાં જેમ ભેદ રહે છે, તેમજ તે તે કોમો કે જાતિઓ પૂર્વમાં અને પશ્ચિમમાં બધે બંધાઇ જાય છે; અને એ સર્વમાન્ય મનુષ્યજાતિ સ્વભાવના નિયમને કોઇ અપવાદ તરીકે થઇ શકતું નથી, તેમ થવા મહેનત કરવી તેમાં ડહાપણ નથી એમ નિડરપણે અમુકજ અંશે કહી શકાય. ધોળી અને કાળી ચામડીનો ભેદ તો પરાપૂર્વથી હજી સુધી ચાલ્યો આવે છે, ધર્મના પંથોના જુદા જુદા માર્ગો અત્યાર સુધી સર્વત્ર અસ્તિત્વ ભોગવે છે, ધંધાની અને કારીગરીની જાતિઓ કે સંસ્થાઓ અદ્યાપિ હયાત છે, અને એવી અનેક રીતે જ્યાં જોઇએ ત્યાં અભેદ સ્થાપવાની ક્રિયા મનુષ્ય સંસ્થાઓમા એકદમ આત્યંતિક રીતે કઇ વખતે તથા કયા સ્થાનમાં સફળ થઇ છે?

સુધારો આગળ વધારો, પરંતુ જ્યાં કોઇ જાતનો અટકાવ નડે નહિ ત્યાંજ તે પ્રમાણે કરો, એ ન્યાય "Let us make every advance but only on the line of least resistance" (Hon. Mr. Lamb.) શાળાઓમા અંત્યજ વર્ગને પરાણે દાખલ કરી બીજા વર્ગોના પોકાર છતાં તેઓને શિક્ષણ આપવામા ડાહપણ નહિ સમજાયાથી નામદાર સરકાર પણ તે અસ્પર્શ્ય ગણાતા વર્ગોના શિક્ષણ સ્થાનો અલગ રાખવા તરફ બને તેટલું લક્ષ રાખે છે. કૂવાના પાણી ભરવાના પ્રશ્નનો ખુલાસો પણ લગભગ એવા સ્વરૂપમાં થયો છે; અને બીજા ઉંચા ગણાતા વર્ગોના પોકાર સામે કોઇ પણ ધૃષ્ટતાવાળું પગલું સમાજના અગ્રણીને ભરવું વ્યાજબી નથી.

અસ્પર્શ્ય—જે જાતિ હિંદુસ્થાનમાં હતી અને હજી પણ હયાતીમાં છે, તેઓ ખરેખરી કિંમતી રીતે મજુરી પુરી પાડે છે એમ કહેવામાં બાધ

નથી; એટલે કે આપણા દેશમાં મજુરીના વિધવિધ પ્રકારોમાં ઘણેખરે ભાગે અસ્પર્શ્ય જાતિમાંહેના લોકો છે. એ મજુરીના પ્રકારો એવા છે કે તેની અંદર કરવાની મજુરી બીજા કોઇ પણ જાતના લોકોથી થઇ શકે તેમ નથી, એટલુંજ નહિં, પણ તેવી મજુરી કરવામાં તેઓની ચતુરાઇ પણ હોવાનો કુદરતી રીતે સંભવ થોડો છે, એમ કહીએ તો ચાલે. હવે આવા સંયોગોની વચ્ચે પ્રશ્ન એટલો ઉદ્ભવે છે કે એ મજુરી કરતા આવેલા વંશપરંપરાના અસ્પર્શ્ય જાતિઓના લોકોને તેનીજ ભૂમીકાઓમાં કાયમ ભવિષ્યમાં પણ રાખવા? કે કોઇ રીતે બીજી જાતિના લોકોને એવી મજુરી કરવાનો વખત લાવવા માટે આડકત્રી રીતે જે પગલાં ભરાય તેમાં કાંઇ વાંધો લેવો? આપણે મનુષ્યજાતિ કાંઇ કરીશું કે નહિ. તેની સાથે કુદરત સંબંધ રાખે છે ખરી; પણ અમુક દરજ્જેજ; પરંતુ માણસની મરજી કે પસંદગી ઉપર કોઇ રીતે કુદરતનો આધાર બીલકુલ છે નહિં, એ વાત તો નિર્વિવાદ છે. કદાપિ જો એમ હત તો વરસાદ જેવાના વર ઝોળા પડવા સામે ઉપાયો શોધી કાઢનારી મનુષ્ય જાતિને આજ કાંઇ પણ ફરીઆદ કરવામાં ન્યૂનતા તો હોવી જોઇએ! મરકીની સામે યુદ્ધ કરવા જતાં લડાઇ જાગે છે અને માણસોની પાયમાલી થાય છે! ઉત્તર ધ્રુવ શોધવામાં મુશ્કેલીઓ નડતે છતે માણસજાત સ્વકાર્યપરાયણ બની વિશેષ ઉત્સાહ વડે આગળ વધે છે, તેમાં કેટલે દરજ્જે કુદરત પોતાની કાર્ય-પરાયણતામાંથી પાછી હઠે છે કે બીલકુલ હઠતીજ નથી, તે વાતનો નિર્ણય ભવિષ્યના પડો ખુલ્લાં મુકીને જોયા વગર થઇ શકે ખરો? આવા પ્રશ્નોના ઉત્તર આપવાનું સ્થળ નથી અને પ્રશ્નોનેજ અવકાશ નહિં આપવામાં ખરૂ ડહાપણ સમાયું છે, એમ માની પ્રસ્તુત વિષયમાં આગળ વધવાની અગત્ય માનવાની જરૂર છે. પરંતુ એટલું કહેવાની અગત્ય તો છેજ કે નીચી હાલતમાં રહેલી ભિન્ન ભિન્ન જાતની મજુરીનો ધંધો કરનારી સઘળી પેટાકોમો હિંદુ કોમોજ છે, એટલો વિચાર સર્વેના મગજમાં ઠસાવી આગળ .વર્તન કરવામાં આવે; કે જેથી પહેલવહેલા તાત્કાલિક પરિણામ તરીકે જેઓ હાલ અસ્પર્શ્ય મનાય છે, તેઓને લખતાં વાંચતાં શિખવવાની શરૂઆત થઇ ચૂકી છે, તેને જરા વધારે મોટા અને વિસ્તારવાળા પાયા ઉપર મૂકવામાં આવે તોજ તેનાથી થતા લાભનું ખરૂં માપ નીકળી શકે. અલબત્ત હિંદુસ્થાનના જન

સમાજમાં એક પરિવર્તન થશે એટલુંજ નહિં પણ એક પરિપ્લવ થશે, એમ અનુમાન પણ બાંધી શકાય. એક વખત એ સ્પર્શ્ય જાતિની જેવા ધંધા ગ્રહણ કરવા માટે અસ્પર્શ્ય જાતિઓ ઉંચી પાયરીમાં આવી શકે છે, અને પોતાના સાહજીક પરંપરાગત કર્મોનો ત્યાગ કરી શકે છે, તેની સાથે નવી જાતિ-ધંધાને છોડી શકે છે-એ વગેરે બધી બાબતોમાં તે લોકોને જેવો પ્રવેશ કરાવવામાં આવ્યો અને આગળ વધવાનાં જુદાં જુદાં સાધનો પુરાં પાડવામાં આવ્યાં કે તુરતજ હિંદુ સમાજમાં તો ફેરફાર ઘણોજ થવાનો સંભવ રહે છે, તે કદાચ મૂળમાંથી ફેરફાર થઇ જશે એવું અમુક કાળના ક્રમણથી જાહેર થઇ જશે,

હવે કુદરતમાં જે વિભાગ કરવામાં આવ્યો છે, તેમાં અને માનુષીય-વિભાગમાં અર્થાત્ મનુષ્ય કૃતવિભાગમાં બહુ ભેદ છે. અમુક જાતિ સ્પર્શ્ય અને અમુક અસ્પર્શ્ય એવો ભેદ મનુષ્ય કૃતજ હોય. પરંપરાગત અને વેદ લિખિત "આર્ય," અને "દસ્યુ"-એવા બે વિભાગો હતા; તે થયાની પહેલાં આર્ય લોકો દસ્યુની ઉપર ચઢી આવ્યા હતા. આર્ય લોકોમાં તો પોતાની સગવડતા માટે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એવા ભેદો હતાજ તેમાં આ ચોથો દસ્યુભેદ થયો, અને તેઓનેજ શૂદ્રના લેખમા લખ્યા એમ માનવાને સબળ કારણ છે. જેમ જેમ આર્ય લોકો પોતાની જીત પૂર્વ અને દક્ષિણ તરફ આગળ આગળ વધારતા ગયા, તેમ તેમ તેઓએ આ દસ્યુનું નામ દૂર કરી શૂદ્રનું નામ સ્વીકારી લીધું, અને વિજીત પ્રજાને એ વિભાગમા વધારવા માંડયા. આર્ય ભાષા એ લોકો બરાબર સ્પષ્ટ રીતે ઉચ્ચારી શકતા નહિ હોવાથી તેઓની ભાષા અપભ્રષ્ટ બની, અને સુરસેની, માગધી મહારાષ્ટ્રી એ વગેરે નામો તે ભાષાના આપવામાં આવ્યાં છે. તે ઉપરાંત વળી ધીમે ધીમે હલકો ધંધો કરવાને લીધે પણ ભરતખંડના કેટલાક ભાગોમાંથી અમુક લોકોને આવી હલકી ગણત્રામા આવતી જાતિઓમાં મુકવામાં આવ્યા હતા. તેઓનાં નામો.-ચાંડાલ, પુકશ અથવા પુલ્કશ, નીશાદ, વેન, વિલ્કર, શ્વપચ, ક્ષત્ર, ઉગ્ર, ધિગ્વન, મદ્ગુ ઇત્યાદિ ધર્મશાસ્ત્રના ગ્રંથોમાંથી મળી આવે છે, તેઓના ધંધાના દષ્ટાંતો જોતાં હોય તો તે પણ એવાં છે કે નિશાદ લોકો માછીમાર હતા; મદ્ગુ લોકો શિકારી હતા; પુલ્કશ લોકો સસલાં વગેરે પ્રાણીઓનો બકોલમાંથી શિકાર કરી લાવતા હતા; ઇત્યાદિ હવે ધિગ્વન લોકો સુધી એ બધા શહેર કે ગામડામાં રહી

શકતા હતા, અને અગરજોકે ધિગ્વન પોતે ચમારનો ધંધો કરનારા હતા તથાપી શ્વપચ અને ચાંડાલ જાતીથી ઉંચા ગણાતા હતા. એ બે શ્વપચ અને ચંડાલ કે ચાંડાલ જાતિઓને તો ગામની બાહેરજ રાખવામાં આવતા અને તે લોકોને પણ કુતરાં તથા ગધેડાં જેવાં હલકાં પ્રાણીઓજ રાખવા દેતા જે કપડાં કે ઠામવાસણ મરી ગયલા માણસોની પાછળ ફેંકી દેવામાં આવે તે તેઓનું ધન કે માલમત્તા ગણાતી, તેઓનાં ઘરેણાં હોયજ નહિં, અગર હોય તો તે લોઢાનાંજ બનેલાં હોય, કારણ કે બીજી કોઇ જાતિના લોકો કોઇ પણ પ્રકારનો સંસર્ગ કે સંબંધ તેઓની સાથે રાખતા નહિ. ઉંચા વર્ગના લોકોને દયાની ખાતર જો તેઓને ખોરાક વગેરે કાંઇ પણ આપવાનું હોય તો તે પોતાના નોકર ચાકરની મારફતજ આપતા હતા. તે લોકોને સ્પર્શ કરી શકાય નહિ અને સ્પર્શ કરે તો ન્હાવું પડે માટે અસ્પર્શ્ય જાતિના લોકો એવું નામ આપવામા આવ્યું હતું. માર્કંડેય પુરાણમાં મ્હાતરની જાતિ કે જેને "મહાર" હાલ કહેવામાં આવે છે તેનો ધંધો ફક્ત પ્રાણીઓનાં મુડદાં ઘસડી લઇ જવાનો હતો, એમ કહેવામાં આવ્યું છે.

## ચાલુ યુગ.

હાલના જમાનામાં સ્પર્શાસ્પર્શનો ભેદ ટાળવા માટે ધર્મ-સંદેશાનાં અને ધર્મના કાર્યો, કરનારાં મંડળો બાહેર પડયાં છે, તથા પડતાં જાય છે; તેમાં મુખ્યત્વે કરીને તેઓનાં મુખ્ય જાગ્રતિનાં કેંદ્રસ્થાનો મુંબઇ તથા પુના છે. તેઓના હેતુઓ પણ ઇષ્ટ હોય છે, તેમાં તો કોઇના બે મત થવા સંભવ નથી; પરંતુ કાર્ય કરવાની પ્રણાલિકા અને જે રીતિઓ તથ પદ્ધતિઓથી કાર્ય ચલાવવામાં આવે છે, તેની સાથે કોઇક ભાગને વાંધો લાગે કે બાધ આવે, તો તેમાં આશ્ચર્ય જેવું નથી.

હવે તેવાં મંડળોના હેતુઓ તપાસતાં લાગશે કે તે મહાર વગેરે નીચી પાયરીમાં પડી ગયેલા વર્ગોનો ઉદ્ધાર કરવાનો છે, તેની સાથે તેઓને કેળવણી આપવાને પરિણામે તેમ કરવાનો છે કે કેળવણી રૂપ સાધનથી છે તે જાણવા યોગ્ય મુદ્દો થઇ પડે ખરો. તેઓની સામાજી અશક્તિ ઘણી વધી ગઇ છે, અને સમાજનાં સામાન્ય કે અસામાન્ય કાર્યોમાં તેઓ ભાગ લઇ શકતા નથી, તો હવે તેઓની તે જાતની અશક્તિ દૂર કરવી; અહિં પણ એ હેતુમાં ધીમે ધીમે સમયાનુકૂળ થા

તેવી રીતે કમતી કરવી, એવા હેતુ તરફ જવાનું કેટલાક લોકોનું વળણુ થાય. આ પ્રસંગમાં તદ્દન જુના જમાનાના વિચારો ધરાવનાર લોકોને માટે કાંઇ કહેવાનું નથી. તેઓના મત કે અભિપ્રાયો તો દૂર રાખીનેજ વિવેચન કરવાનો પ્રસ્તુત વિષય છે, એમ માની આગળ વધવું યોગ્ય ધાર્યું છે. તે અસ્પર્શ્ય ગણાતી જાતિઓને ધર્મની ઉચ્ચ ભાવનાને વિષે બોધ કરવાના સતત પ્રયાસો કરવા એ પણ તેવા ઉપરોક્ત હેતુઓમાંનો એક છે. તે સિવાય વળી પોતાના અંગની ચોખ્ખાઇ, સ્વચ્છતા અને યોગ્ય રહેણી તરીકે પાળવાનાં ધોરણુ–નિયમો પણ કાયમ અમલમાં મુકાવવાં, એ હેતુ ઉપર પ્રથમ દરજ્જે ધ્યાન આપવાની અગત્ય છે. પહેલાં એ હેતુ સિદ્ધ થાય અને તેની સાથે કેળવણી તથા ધર્મનો બોધ અસર કરે, તેથી બધી રીતે યોગ્યતા આવ્યા બાદ ઉદ્ધાર કરવો–એવી જાતની સમજણુ ધરાવતાં ખાસ અમુક સંખ્યામાં વર્ષો તો વ્યતીત થવાં જોઇએ; અને ત્યાંસુધી કોઇ કાર્ય તે દિશામાં ચોક્કસપણે કરવાનું નથી; એવી જાતની એક માન્યતા ગણી લેવાય. ઘણાખરા ઉચ્ચાભિલાષી, સુધારો કરવાને આતુર, અને મનુષ્યત્વ એક સરખું વ્હેંચી આપવાની માનસિક ઇચ્છાના ઉત્તેજન આપનારા લોકોના અભિપ્રાયો વાંચવાથી ખાત્રી થશે કે કેળવણી આપવાથી ગમે તેવી હલકી કે પતિત જાતિ હોય તોપણ તે સુધરી શકે છે; તે અમુક દરજ્જે થયેલો સુધારો દરરોજની રહેણીકરણીના વ્યવહારમાં ચાલુ માટે લાગુ પાડવામાં ને અમલમાં મુકવામાં આવે તો અમુક અંશે લાંબે કાળે ખરેખરો લાભ આવી સંસ્થાઓને મળે તેમાં શક પણ નથી.

ખરો સવાલ કેટલાકોના મનમાંથી એવા પ્રકારનો નિકળી આવે છે કે અંત્યજ વર્ગના લોકોને અલગ રાખવા, અને કેળવણી વગેરે સંસ્કારો તેઓના થાય તે પછી સાથે જોડવા કે એકદમ એકી સાથે બધું સેળભેળ કરી નાંખી શંભુમેળા રચી દેવો ? આ પ્રશ્ન ઉકેલવો વ્યવહાર પક્ષમાં મુશ્કેલ છે, કારણકે તેમાં લાગણીનો વાંધો આવે છે તે બુદ્ધિના પ્રદેશની બહાર અમુક અંશે રહી જાય છે. અંત્યજ વર્ગોને સમાજના સુખને લગતા ગમે તેટલા પ્રયોગો અને સાધનો વડે કેળવણી આપીને ઉદ્ધાર કરવાના ઉપાયો રચવા એ વાસ્તવીક છે; પરંતુ જ્યાંસુધી સઘળા વર્ગોની લાગણી એક સરખી રીતે એકજ પ્રકારની થાય નહિં, ત્યાંસુધી કોઇ પ્રકારે ઉતાવળું કે અવિચારી પગલું ભરી શકાય નહિં. સાહસ બીજી દિશાઓમાં જ્યાં

અંગત વાત હોય ત્યાં યોગ્ય ગણાય, જ્યાં વ્યક્તિ પરત્વે ઉતાવળું કાર્ય કરવાનું હોય ત્યાં કોઇ ગંભીર વાંધો ઉઠાવે નહિં; પરંતુ જ્યારે સામાજીક બાબતનો વધારે ગંભીર પ્રશ્ન આવે, ત્યારે તો સમાજના પ્રત્યેક અને સઘળાં અવયવોને આધીન થવાની જરૂર છે. સંપ, પ્રજાનું એકમત, સર્વે સર્વવ્યાપીપણું, એક ઇશ્વરનાં સર્વે છોકરાંઓનું સરખાપણું, એ વગેરે વાદો તથા વિવેચનોને લીધે અત્યાર સુધી કેટલાક માણસોની સહાનુભૂતિ થઇ, તેનું પ્રમાણ પણ આવા પ્રસંગોમાં જાણી લેવાની આવશ્યકતા છે. અલબત્ત હિંદુસ્થાનના ભિન્નભિન્ન અને છિન્નભિન્ન થયેલા લોકોના ઉદ્ધાર ને માટે અંત્યજ વર્ગ પણ સઘળાની સાથે જોડી દેવાનું કાર્ય અનિષ્ટ નથી; પરંતુ કેવા સંયોગોની વચ્ચે, ક્યારે અને કેટલે દરજ્જે તેઓને ઉપરની પાયરીમાં લાવવાના સબળ અને કાળજીપૂર્વક પ્રયાસો કર્યા બાદ તેમ કરવા માં સામાજીક ડહાપણ સમાયું છે, તેની ઉપર ખાસ વિચાર કરવાનું અ યોગ્ય નહિં ગણાવું જોઇએ. હરકોઇ વર્ગોમાં જોઇશું તોપણ અમુક થોડો ભાગજ અંત્યજ વર્ગના ઉદ્ધાર તરફ પણ દીલસોઝી ધરાવતો માલમ પડશે; પરંતુ તે કાંઇ નાસીપાસ કરનારૂં સબળ સાધન માનવાની જરૂર નથી. સુધારાના અગ્રણીઓનું કર્તવ્ય એક છે, જુના જમાનાના પરંપરાની પ્રણા લિકાએ ચાલવાવાળાઓનું કર્તવ્ય બીજું છે, હિંદુ સાંસારિક ધારો તે હિંદુ ધર્મ-શાસ્ત્રનો પેટા ભાગ છે તે ત્રીજી બાજુ છે, અને હિંદુ સંસાર ના કુધારા આપણા નામદાર લોકપ્રિય અને માયળુ સરકાર સુધારતા જાય છે એ ચોથી બાજુ છે. એ પ્રમાણે જુદી જુદી બાજુઓ, અને દિશાઓ ની યોગ્ય રીતે તપાસ કર્યા વગર આગળ ચાલી શકાય નહિં, એ હકીકત પણ ભૂલી જવા જેવી નથી.

દરમીઆન નામદાર સરકાર પણ બહોળે હાથે અંત્યજ વર્ગોના ઉદ્ધાર માટે કોશીશ કરે છે. કેટલાએક ઉત્સાહી અગ્રણીઓ અને આવા અંત્યજ વર્ગના ઉદ્ધાર માટે ના પરોપકારી કર્મો કરનારા કાર્યવાહકો તથા સ્વયંસેવકો સમાજની યથાશક્તિ સેવા બજાવે છે; સફળતા મેળવે છે; ઇષ્ટની સિદ્ધિ કરે છે; તથા જગત્‌ને બતાવી આપે છે કે તેઓ કેટલે અંશે પોતાના મત પ્રમાણે વર્તન કરવાને ખંત અને ઉમંગ ધરાવે છે. તે ઉપરાંત અમુક દેશી રાજ્યો પણ અનુકૂળ રીતે એ સામાજીક ઉન્નતિના કાર્યને સહાયવડે વધાવી લે છે.

એ બધી બાબતો ઉપર વીચાર કરીને, જ્યારે જે પાસા ખુલ્લી મૂકવામાં આવે, તેજ પાસાનો વિચાર કરવાની ટેવ મનુષ્ય પ્રકૃતિને છે, એ સ્વાભાવિક પ્રવાહ ધ્યાનમાં લેવાનો છે. આપણે હિંદુ પ્રજાને તો જે ઇષ્ટ દેવની સ્તુતિ કરવાની હોય તેજ સર્વોપરી સત્તાધારી દેવ ગણી આગળ વધવાનો સંપ્રદાય પુરાણા કાળથી જોવામા આવ્યો છે; તે મુજબ આ વિષયમાં પણ કરવું, એ પહેલાં સાવચેતી રાખી બધી પાસા તપાસવી એ માર્ગ ખુલ્લો કરી બતાવવાની ફરજ છે. એ પ્રસ્તુત કાર્ય સ્તુતિપાત્ર છે, માટે વિચારવંત મનુષ્યે તેમાં આંખો વીંચીને આગળ વધવું એમ કહેવાનો આશય હોઇ શકે નહિં કારણ કે માણસ પોતે ભૂલને પાત્ર છે ઘડીકમાં બાલ્યાવસ્થાના વિચારોમા ફેરફાર થઇ યુવાનીના વિચારોએ તેનું સ્થાન લીધું, તે પછી વૃદ્ધાવસ્થાના વિચારો વધારે જામેલા અને સ્થિર બન્યા; દરમીઆન પણ અનેક અવાંતર ફેરફારો થવા પામ્યા હોય. તેમ જમાના જમાનાને અનુકૂળ બનવા માટે અમુક વિષયોની નીતિ રીતિમા ફેરફાર થાય તથા કરવા જોઇએ, એ પણ કુદરતી ક્રમને આધારેજ બની શકે છે; એટલું સાથે સાથે યાદ રાખીને દરેકને સ્વતંત્રપણે વિચાર કરવાની આવશ્યકતા છે.

વળી નીતિને ધોરણે એક ન્યાય, ધર્મને ધોરણે બીજો ન્યાય, સામાજીક સુખને ધોરણે શરીરી પ્રકૃતિ માટે ત્રીજો ન્યાય· એવી રીતે અનેક વ્યવસ્થા મનુષ્ય કર્તવ્યોની થઇ શકે, તે મુજબ અંત્યજ વર્ગોના ઉદ્ધારનો વિષય ઘણી બારીકીથી તપાસવાનો છે એવો ભય નિરર્થક અથવા તો સાર્થક બને તેવી રીતે બતાવવાનો હેતુ નથી કે અંત્યજ વર્ગના ઉદ્ધારમાં સમાજનો મોટો ખળભળાટ થવાનો અવકાશ કે સંભવ છે પરંતુ એ ભય હોય તો કેટલે દરજ્જે યથાસ્થિત છે, તેની તુલના કરવા તરફ ધ્યાન ખેંચવાનો તો પ્રસંગ લેવામાં આવે તો ખોટું નથી.

## ઉપસંહાર.

કેટલેક દરજ્જે એ વાત પણ ખરી છે કે હલકી ગણાતી જાતિઓ એવી નીચી પાયરીમાં આવી ગઇ તેનું મુખ્ય કારણ તેઓનો ધંધો છે. મુડદાં જાનવરોના ચસડી લઇ જવાં, ગુન્હેગારને ફાસીની સજા કરવામાં ફાંસી દેવી; તે ઉપરાંત તેઓને રહેવાની જગ્યા પણ મુડદાં બાળવાના સ્મશાનમાં હોય છે, અને મુડદાં ઉપર ઢાંકેલાં કપડાં પોતાને પહેરવામાં

વાપરવાનું તેઓને બને છે. એ જાતિમાં કાંઇ એકજ કોમ કે નાત નથી; અને ધંધો પણ એ એકજ તરેહનો નથી; કેટલાક ચામડાં ધોવાનો, રંગવાનો અને કેટલાક જાનવરોને હલાલ કરવાનો ધધો પણ કરે છે. પરંતુ જે જાતોને આપણે ઢેડના નામથી ઓળખીએ છઇએ તેઓ તો વણકર વગેરે ઉંચા ધંધામાં પણ ગુંથાયેલા હોય છે, અને બીજાઓ પાટી, ચાદર વગેરે વણીને વેચે છે. મહારાષ્ટ્રના મહાર લોકો અને કાઠીઆવાડના ઢેડ વગેરેને ગામડા ગામમાં વેઠ પડતી જોવામાં આવતી હતી તેવીજ રીતે હજી પણ સ્થિત છે, પરંતુ કાઠીઆવાડ ગુજરાતમાં તેઓની સ્થિત વધારે સારી નથી થઇ શકી, અને મહારાષ્ટ્રમાં તે લોકોની હાલતમાં જમીન મળવાથી કાંઇક સુધારો થયો છે.

હવે એવું કેટલેક સ્થળેથી જાણવામાં આવ્યું છે કે બુદ્ધના વખતમાં એ અસ્પર્શ્ય જાતિઓને બુદ્ધે પોતે ઉંચી પાયરીમાં મુકવા માટે પ્રયાસો કર્યા હતા. બુદ્ધ અને બ્રાહ્મણ ધર્મનું વૈર ઘણા જુના કાળમાં હતું, તે વખતે "ભીક્ષુ" વર્ગમાં એ અસ્પર્શ્ય જાતીને નાંખવામાં આવી હતી. પાલી ભાષામાં સ્થવિર નામના સાધુનાં લખાણો છે, સ્થવિરને પાલી ભાષામાં "થેર" કહે છે કે જેનો અર્થ પણ ઘરડો માણસ થાય છે—એમ બધું વીદ્વાનોએ શોધી કાઢયું છે. "મુની તો થેરો" નામના એક પુસ્તકમાં અમુક શ્લોકો છે તે એવા અર્થના છે કે.—" હું હલકા કુટુંબમાં જન્મ્યો હતો; ગરીબ હતો, ખાવાનું પુરૂં મને મળતું નહીં, અને રસ્તામાં ઝાડુ કાઢતો હતો. લોકો મને ધિક્કારતા; હું તે બધાને અસંત માનપૂર્વક સલામો કરતો. તે પછી મેં મગધની રાજધાનીમાં બુદ્ધ મહાત્માને ભિક્ષુઓથી વીંટળાયલો એનો પ્રવેશ કરતાં જોયો. મેં મારો ટોપલો ફેંકી દીધો અને તે બધાને નમ્રતા વડે અને માનપુરસર સલામો કરી; તેઓને દયા આવી અને મેં સન્યાસ લેવા વિનંતિ કરી અને તે ઉપરથી મને ભીક્ષુઓની ભેગો દાખલ કરી દીધો."

બ્રાહ્મણોનેજ સંન્યાસ લેવાનો અધિકાર હતો, અને બીજા વર્ગને ઉન્નતિનો અવકાશ પણ હોય નહિં તે જમાનામાંથી બુદ્ધે સર્વે જાતનો ઉદ્ધાર કરી તેઓને ઉંચી સ્થિતમાં મુકયા. તે પછી ઇ૦ સ૦ પૂ૦ ૨૦૫ પહેલાં અશોક નામના પ્રખ્યાત રાજા જ્યારે પાટલીપુત્રમાં રાજ્ય કરતા હતા ત્યારે પણ એ ભિક્ષુ વર્ગ કે જેમાં દરેક હલકી તથા અસ્પર્શ્ય ગણાતી

કોમોના માણુસોને પણ દાખલ કરવામાં આવતા હતા, તેવા વર્ગને રાજા પોતે માનપુરઃસર નમન કરતા હતા. આશ્વલાયન અને બુદ્ધના સંવાદમાં બુદ્ધે પ્રશ્ન કર્યો કે,-"શું બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય લોકો અરણી લઈને ઘસે ત્યારે અગ્નિ પેદા થાય છે, અને ચાંડાલ, નીષાદ કે પુલ્કષ જાતી માંહેથી કોઈ તેમ કરે તો અગ્ની ઉત્પન્ન થતો નથી?" એનો અર્થ એવો છે કે જ્યારે આવી રીતે ઇશ્વરને ઘેર સર્વેનો સરખો અધિકાર છે તો પછી યજ્ઞ વગેરે કરવામાં એક સરખો અધિકાર મનુષ્ય જાતિમા હોવો જોઈએ. રોહિદાસ તે પછી ઘણા યુગો જતાં અસ્તીત્વમાં આવ્યો, અને તે ચમાર હતો; અને તેને ઘણો પવિત્ર ગણવામા આવ્યો હતો.

એકનાથસ્વામીની પણ એવીજ વાર્તા છે પણ એ બધી હકીકત જોતાં જે ભાન થાય છે તે એવા પ્રકારનું કે "સ્પર્શાસ્પર્શ"-એ વચનનો અર્થ ચારે વર્ણોના પરસ્પર વ્યવહારમા ઘટાવતાં પહેલાં વિચાર કરવાની આવશ્યકતા છે; કારણ મૂળ શબ્દજ-"સ્પર્શ+અસ્પર્શ"-એ પ્રમાણે સ્હેલા, સરળ અને સાદા બે શબ્દો બનેલ હોઈને, તેમાંથી ફક્ત-"અડકવું અને નહિં અડકવું" એવોજ અર્થ નિકળી શકે. હવે "અડકવું" તો પછી "નહિં અડકવું"-એ સામાન્ય રીતે વ્યંજીત અર્થ હોવા છતાં સ્પષ્ટતા માટે અને વજનદાર અર્થ બનાવવા પુનરૂક્તિ કરી છે તે પણ અસ્થાને કોઈ રીતે નથી, પરંતુ પરસ્પર વ્યવહાર ચારે વર્ણોમાં કરવો-એ અર્થ તો બહુ મુશ્કેલીથી પણ આપણા મનોવિકારને નિર્ણયની અંદર પધરાવ્યા વિના નિકળી શકે નહિં. એ બંને એકબીજાના પર્યાય કોઈ રીતે નથી.

૨. હવે સ્પર્શાસ્પર્શનો વિષય હાથમાં ધરતાં એટલું ચોખ્ખી રીતે ધ્યાનમાં આવે છે કે જાતિભેદ હોવો જોઈએ, અગર એક વખત હતો, તે આપણે બને તેટલા ઉપાયો લઈને ટાળવા તરફ પ્રયત્નો કરવા જોઈએ. હિંદુ ધર્મમાં બધાનેજ દાખલ કરવામાં આવતા નથી. આર્યસમાજના અસ્તિત્વથી હિંદુ ધર્મમાં બીજા ધર્મના અનુયાયીઓને હિંદુ બનાવી પ્રવેશ કરાવવામાં આવે છે, તે પણ એક તરફથી સ્તુતિપાત્ર માર્ગ છે એટલું અમુક દરજ્જે કબૂલ કરવું જોઈએ; પરંતુ બીજી તરફથી પારસી ધર્મમાં કોઈ અન્ય ધર્મવાળાને દાખલ કર્યાનું સાંભળ્યું છે? ખ્રીસ્તી વગેરે અનેક બીજા ધર્મોમાં પોતપોતાનાથી જુદા ધર્મવાળાઓને અમુક ક્રિયાઓ કરાવીને દાખલ કરવામાં આવે છે, પરંતુ હિંદુ અને પારસી ધર્મમાં તે પ્રમાણે થતું નથી. ફક્ત આર્યસમાજવાળાઓ તે મુજબ કરવાનું પગલું ભરે છે.

૩. (ક) એકેશ્વરોપાસના; (ખ) વિશ્વબંધુત્વ; (ગ) દીનદયાળુતા; (ઘ) જાતિભેદ; (ઙ૦) સ્વધર્મ પ્રસારેચ્છા—એ પાંચ અંગો જાતિભેદ સાથે જો સંકોચાયેલાં માની લઈએ, તોપણ તેના પૃથક્કરણથી વધારે ખુલાસો કરવાની અગત્ય રહે છે, "સ્વધર્મ પ્રસારેચ્છા"—કોઈ રીતે છૂટાછવાયા એક બે દાખલાઓથી સિદ્ધ થઈ શકતી નથી. કોઈ યુગ આખા હિંદુસ્થાનના ઇતિહાસમાં કે પુરાણ—ઇતિહાસમાં એવો ન હતો કે જે વખતે ધર્મને માટે અનેક ઝગડાઓ થયા છતાં પોતાના ધર્મનો ધ્વજ કોઈ હિંદુ મુનિએ ઋષિએ, રાજાર્ષિએ કે અન્ય નરપાલે ફરકાવ્યો હોય કે ફરકાવી રાખ્યો હોય, અને તેની નીચે આશ્રય લેવાને અનેક જાતિ અને ધર્મ વાળાને આમંત્રણ આપ્યું હોય. જ્યારે એમજ છે ત્યારે એકદમ, એક પગલે કાંઈ કાર્ય સ્પર્શાસ્પર્શના સંબંધમાં કરવું એ ઇતિહાસની હકીકતથી વિરોધ દર્શાવનારૂં છે. હિંદુ ધર્મ સ્વધર્મ પ્રસારનાર કોઈ કાળે કે કોઈ સ્થળે હતો નહિં (Proselytising faith)–પરંતુ જમાનાને અનુસરીને હરદમ ધર્મ અને કર્મમાં ફેરફારો તથા સુધારાવધારા થયા કરે છે, તે માટે સ્વધર્મ પ્રસારેચ્છાને જે જન્મ આપવામાં આવ્યો છે તેને ડહાપણથી ઉછેરીને મોટો થવા દેવો તથા પુખ્ત બને તેવી રીતે તેનું સંરક્ષણ કરવું જોઇએ. ધીમે ધીમે અસ્પર્શ્ય જાતિનો ઉદ્ધાર કરી તેઓ હિંદુ છે માટે તેમને જે હકની હિંદુ તરીકે ખામી હોય તેવા હકો પ્રાપ્ત કરાવાના પ્રસંગો આવવા જોઇએ.

૪. એકેશ્વરોપાસના અમેરિકાના ખ્રીસ્તીઓ પણ ધરાવે છે; અને તેઓને જેમ હિંદુ બનાવી શકાય, તેમ પતિત ગણાતી જાતિઓને પણ ઉન્નતિ માટે અવકાશ આપવો જોઇએ. એક પગલે ઉંચી ગણાતી જાતિઓ સાથે ભેળસેળ કરવાનો પ્રયાસ અફલ જાય તેનાં અનેક કારણો છે; અને કોઈ જાતનો સમાજનો કોલાહલ કે કલેશ ન થવા દઇને જે પગલાં ભરી શકાય તેજ પગલાં દીર્ઘદ્રષ્ટીથી ભર્યાં કહી શકાય. એવી રીતે વિશ્વબંધુત્વ વગેરે બાબતો ઉપર વિચાર કરવાનો છે. પરંતુ વેદમાં વર્ણભેદ ન હતો, માટે હવે ન હોવો જોઇએ, એવો વાદ કરવામાં દોષ નથી એવું નથી; કારણકે વેદના પુરાણા વખતમાં જાતિભેદ કે વર્ણભેદ હોવાનો સંભવ નથી; જેમ જેમ સુધારો વધતો જાય તેમ તેમ ભેદોનો વધારો થતો જાય, એ સ્વભાવિક નિયમથી બહુ થોડા અજ્ઞાત હશે. જુની બાબતોજ

સારી અને નવી નકામી, અગર નવી બાબતોજ સારી અને જુની નઠારી એમ એક રીતે કાંઇ માની લઇને વ્યવહારમાં કે સમાજના સંબંધમાં વર્તન કરવાનું યોગ્ય નથી. વળી જો જુની બાબતો નું પ્રમાણ લેવું ઉચિત ગણવામાં આવે તો, પછી તે વેદના સમ યનું પ્રમાણ લેવું, કે ધર્મશાસ્ત્રો હયાતીમાં આવ્યાં તે વખતનું લેવું, તે પ્રશ્નના નિર્ણય માટે અનેક રદીઆ આપવા જોઇએ; અને પછીજ નિર્ણય થઇ શકે. માટે ટુંકામાં વધારે સારો રસ્તો એ છે કે ભેદ તો વ્યકિત પરત્વે આપણા જમાનામાં થઇ શકે છે, અને સુધારાનું શુદ્ધ તત્વ મંડળ સમુદાય વગેરેના ઐકયમાં સમાયું છે, તેથી જેમ બને તેમ ભેદ ઓછા રાખવા જાતિ જાતિના ભેદો ટાળી દેવા પતિત કે અસ્પર્શ્ય વર્ગનો ઉદ્ધાર કરવો, સરખાપણું રાખવા માટે પ્રયાસો કરવા–એ વગેરે આપણા માન સિક મૂર્તિનાં કાર્યો વ્યવહાર દશામા થવાં જોઇએ, તે બાબતમાં એકમત થાય તેમાં નવાઇ નથી, પરંતુ તેની સિદ્ધિમાં હફતે, હફતે, રફતે રફતે, ધીમે ધીમે, પગલે પગલે, તે કાર્યો કરાવાં જોઇએ, એ બાબદ ધ્યાનમાં રાખ્યા વિના ચાલશે નહિં પારસી ભાઇઓમાં, ખ્રીસ્તી ભાઇઓમાં અને લગભગ સર્વત્ર અમુક જાતના ભેદ તો જોવામા આવે છેજ, અમુક રીતે અને અમુક દરજ્જે પવિત્ર કર્યા વગર રોટી–બેટીના વ્યવહારને માટે લાયક સઘળા એકસરખી રીતે છે, એમ માની વ્યવહાર કરનારી કેટલી કોમો આખી દુનીઆની વસનારી પ્રજાઓમાં છે, તે જાણવાને ઈંતેજારી ધરાવ નારને સહેજ સમજાશે કે વસ્તુસ્થિતિ કેવી છે અને કેવી નથી. ભેદ પાળવાની રીતિમાં ફેરફાર હોય છે, તેમાં ના કહી શકાય નહિં, અને ભેદ જેમ બને તેમ ઓછા કરી નાંખવા જોઈએ, એ આપણું મુખ્ય કર્તવ્ય હોવું જોઇએ, તે પણ નિર્વિવાદ વાત છે.

હવે દેશ–કાળનું અવલોકન કરતાં એવું લાગે છે કે પવીત્રતા ઉષ્ણ દેશમાં અધિક અંશે રહી શકે છે, અને નભી શકે છે. આપણા દેશમાં સ્નાનાદિક ક્રિયાઓ અને અનેક સંસ્કારો થઇ શકે છે, તેવા પશ્ચીમ તર ફના ઠંડા પ્રદેશોમાં બની શકે નહિં, એટલે દેહની શુદ્ધમાં ભેદ થવાનો સંભવ પહેલો બન્યો. શરીરની શુદ્ધિ ઉપર શરીરની આરોગ્યતાનો આધાર સ્વત સિદ્ધ હોવાથી તે શુદ્ધિ કરાવનારા અનેક સંસ્કારો માટે શાસ્ત્રની મર્યાદા બાંધવાનું ઉચિત ગણવામાં આવ્યું. વિગતોમાં ઉતરવા જત

પ્રત્યેક બાહ્ઃ—સૃષ્ટિના ઉપયોગી પદાર્થોનું અવલોકન કરવાનો પ્રસંગ લેવો પડે; અને તેથી કરીને પુસ્તકની સીમા વધી પડે. ટુંકામાં સાર એટલો ગ્રહણ કરવાનો છે કે જલ અને અગ્નિ બંને વસ્તુઓ પોતેજ પવિત્ર છે, અને તેવીજ રીતે ઘી ઇત્યાદિને અમુક પ્રસંગે પવિત્ર કરનારી ચીજ માની લેવામાં આવી છે. એવા શાસ્ત્રના લેખને માટે ઔષધિ શાસ્ત્ર કે વનસ્પતિ શાસ્ત્રનું પ્રમાણ લઇને સિદ્ધ કરવા જતાં ઘણો વિસ્તાર કરવો પડે; માટે એટલેથીજ સંતોષ માનવાનો છે કે અમુક વસ્તુઓ વડે અમુક રીતે જો સંસ્કાર કરવામાં આવે, તો તેવી ક્રિયાને અંતે શુદ્ધિ થાય છે. તો પછી એવી ક્રિયાઓથી બહારની શુદ્ધિ થાય, તથા અંત. શુદ્ધિ મા ટે કેળવણી આપવામાં આવે, એટલે તેવી જાતની બેવડી ક્રિયાઓથી અમુ ક કાળ વ્યતીત થયા બાદ આખા શરીરના લોહી, વિચાર, લાગણી વગેરે બધામાં ફેરફાર થાય, અને તેમ થયા બાદ ઉંચી કક્ષા કે કોટિમાં તેવા સં સ્કારવાળા માણસોને લાવવાનો બાધ નથી. બીજી રીતે બ્રાહ્મણોમાં કે ઉંચી ગણાતી જાતિઓમાં તેજ સંસ્કારો કે જે શુદ્ધતાના છે તે નાબુદ થતા જોવાય તો પછી તેવી જાતિઓ પતિત થાય છે, અને હાલ અમુક જમાનો થયાં જોવામાં પણ આવે છે કે કેવી કેવી જાતિઓ અધઃપાત પામી છે. માટે જેમ વરાળ ઉંચે ચઢતી વખતે ઉપરનાં ઠંડાં પડો નીચે આવીને તે ગરમ હવાની જગ્યા રોકે છે, અને એવી ક્રિયા થાય છે, તેમ માણસો ના કૃત્રિમ પ્રયાસો ગમે તેટલા મજબૂત રીતે વિરોધી હોવા છતાં પણ નીચે આવવાની અને ઉંચે ચઢવાની ક્રિયા તો કુદરતી રીતે થશેજ અને થયા કરે છેજ. આપણે ફકત કુદરતને મદદ કરવાની છે, એકદમ કોઇજ બાબતમાં છલંગ કે કૂદકો મારીને જવાની બાબત નથી અને એમ કર વામાં ગંભીર વિચારશીલપણું ગણાતું નથી.

શુદ્ધિ અને રૂઢિ અને સંસ્કાર વગેરેનું અવલોકન કરવામાં અસ્થાને અથવા અનુચિત દ્રષ્ટાંતો લેવાથી સિદ્ધાંત પરિપૂર્ણ થતો નથી; દાખલા ત રીકે હજામનો સ્પર્શ કરવાથી ન્હાવું પડે છે, એમ કહેવામાં રૂઢિની પુરે પુરી સમજણ નહીં હોવાનું ભાન થાય છે. હજામને અડકવાથી સ્નાન કર વું પડે છે એમ નથી, પણ વાળ, નખ, વગેરે "મુડદાલ" વસ્તુઓ શરી રના મેલ તરીકે શરીરથી જુદાં કર્યાં બાદ દરેક ભાગનો મેલ તેવીજ રીતે જુદો પાડવા માટે ન્હાવાની જરૂર છે, એ વૈદક શાસ્ત્રનો નિયમ પાળવાની

જરૂર પાડવા માટે શાસ્ત્રના પ્રતિબંધ તળે તે ક્રિયા મૂકી, અને કાળે કરી ને તે રૂઢિ તરીકે બંધાઇ ગઇ. એવી રીતે ચમાર વગેરે કોમોને જે કાર્યો કરવાં પડે છે, તેમાં મરેલાં જાનવરોને ચુંથવાં કે ચીંખાવાં પડે છે, તેનાં ચામડાં ધોવાં પડે છે. એથી જે ગંધ, ગંદવાડ, મેલ, ગલીચી વગેરે અસ્વસ્થ ક્રિયા કરવાથી નુકસાન થવા સંભવ છે, તેનો ફેલાવો બહુ નહીં થવા દેવા માટે હિંદુ ધર્મશાસ્ત્રમાં તેને માટે પ્રતિબંધ મૂકવામાં આવ્યો, અને તે પ્રતિબંધ એકદમ દૂર કરવા જતાં નુકસાન વધી જાય કે લાભ વધી જાય તે સહજ સમજી શકાય તેવી બાબત છે.

હવે અસ્પર્શ્ય વર્ગને માટે ગમે તેટલી સૂચના કરવામાં આવી છે, તોપણ અર્થનો અનર્થ થાય નહિં માટે અધિકાધિક સ્પષ્ટીકરણ કરવું યોગ્ય લાગે છે. આપણા દેશમાં બધા મળી હિંદુઓ તેર કરોડ લગભગ ગણીયે તો છ કરોડ અસ્પર્શ્ય જાતિના લોકો છે, એમ ગણવામાં આવ્યું છે, અને તેઓને પણ હિંદુ ગણવાની જરૂર છે. હવે દરેક ગામડામાં કે શહેરમાં જોઇશું તો મહાર, ચમાર, પરીઆ, ઢેડ, ભંગી, મ્હેતર વગેરે નામવાળી જાતીઓના લોકોની સંખ્યાનો હિસ્સો મુકાબલે કેટલો થોડો હોય છે; છતાં જ્યારે છ કરોડની સંખ્યા અસ્પર્શ્યની હોય ત્યારે તેમા એ ઉપર બતાવેલી જાતિઓનોજ સમાવેશ કરવામાં આવ્યો હોય તો તે વિચારવા યોગ્ય બાબત ગણવી જોઇએ. સંખ્યા ગમે તે હોય પણ તે મોટી છે, એમ માની લેવાની જરૂર છે; માટે અસ્પર્શ્ય જાતિને સ્પર્શ્ય એકદમ બનાવી દેવામાં શું લાભ કે શું હાનિ છે, તેનુ નિરીક્ષણ સૂક્ષ્મતાથી કરવું વ્યાજબી છે. તેઓની ગુલામગીરી નથી, પણ જ્યાં સુધી તેઓનો ધંધો કઢંગો હોય ત્યાં સુધી રોગનાં જંતુઓનો ફેલાવો નહિં થવા દેવાની સાવચેતી રાખવા માટે તેઓને દૂર રાખી શુદ્ધિની સરણિ ઉપર મૂકવામાં ડહાપણ છે કે એકદમ ખળભળાટ કરવામાં ડહાપણ સમાયું છે? સર્વેના હક જો સમાન ગણવાના હોય તો બાપ ને દીકરાના હકો પણ સરખા નથી, બેઉ ભાઇઓના હકો પણ સરખા નથી, આપણા નોકરને આપણા ભાણામાં એક પંક્તિએ દરરોજ બેસારીને કેમ જમાડતા નથી? બોલવું કે લખવું સ્હેલું છે, મઝા આપે છે, આનંદ કરાવે છે; માનના માર્ગ ઉપર લઇ જાય છે; પરંતુ તે પ્રમાણે દરેક વખતે આપણે દરેક જણા વર્તન કેમ ચલાવતા નથી વારૂ? એવી જે સંસ્થા અંત્યજ વર્ગના ઉદ્ધાર માટે બંધાઇ ચુકી

છે તેનો દરેક સભાસદ વારાફરતી દાખલો બેસાડવા માટે કાં અમુંજ વર્ગના ઉદ્ધાર માટેના આશ્રમમાં જઇને એક એક ટંક તે લોકોની સાથે બધો વ્યવહાર ચલાવતા નથી? હજી સુધી અંત્યજ વર્ગના કોઇ પણ પ્રતિનિધિની પુત્રી કે પુત્ર સાથે તેજ સંસ્થાના કોઇ પણ સભાસદે પોતાના પુત્ર કે પુત્રીનો વ્યવહાર બાંધ્યો છે? માટે એ બધી ક્રિયાઓ અમુક કાળ સુધીના બોધ પછીજ થઇ શકે; અને "ધીમે ધીમે સબ કુછ હોત" એ ન્યાય વડે જંજાળવાળી જગતનું ચક્ર ચાલે છે તે વાત ધ્યાનમાં અચૂક રાખી લેવા જેવી છે.

બ્રાહ્મણને હાથ, પગ, મ્હોં, માથું વગેરે બધી આકૃતિ છે તેવીજ રીતે દરેક કોમ કે જ્ઞાતિને છે; ચાંડાલને પણ તેમજ છે; એકજ આત્મા સર્વત્ર છે; એ વગેરે દલીલોમાં ઘણું સત્ય છે; તેમાં કોઇ જાતની ના કહેવાય નહિં; પરંતુ શરીરને લગતા વ્યવહારના ધર્મની ક્રિયાઓમાં ફેરફાર છે; અને તેજ સર્વસ્વ છે. પશ્ચિમ તરફના દેશોમાં કુંભાર કે સૂતારનો ધંધો કરનારો અથવા ગટરની પેદાશ હોય તેવો પણ એક રાજ્યનો પ્રધાન થઇ શકે છે; પરંતુ તેની કોમને તેટલાજ સંસ્કાર થયા વિના એક પગલે ઉંચી પાયરી ઉપર મૂકવામાં આવતી નથી, અર્થાત્ એક ધંધો અમુક માણસ કે અમુક સમુદાય કરે છે તેથી તેનો કોઇ દિવસ ઉદ્ધાર નજ થવો જોઇએ, એમ બને તે યોગ્ય નથી. વળી દરેક જણની સાથે એકજ ભાણા ઉપર બેસીને પશ્ચિમમાં પણ દરેક સમુદાય જમે છે, કે દરેકની સાથે દીકરા-દીકરી પરણાવવાની છૂટ હોય છે, તેમ સમજી લેવાનું નથી.

હવે આપણે ટુંકામાં તાત્પર્ય એટલું દોરવાની આવશ્યકતા છે કે તેઓના ઉદ્ધારને માટે જેમ બને તેમ સબળ અને જલદી ઉપાયો યોજવા જોઇએ પણ તેમાં દીર્ઘદ્રષ્ટિ વાપરવી. ખ્રીસ્તી ધર્મમાં ભળી જશે તો હિંદુઓની વસ્તીમાં ઓછાપણું આવી જશે, એવી બ્હીક જો હિંદુ ધર્મે રાખી હત તો આજ દિવસ સુધીમાં હિંદુ ધર્મની બાહેરના લોકોને હિંદુ બનાવવા તરફ લક્ષ દીધું હત. હવે એ માર્ગ સારો છે કે કેમ તેનો તટસ્થ રીતે વિચાર કરવામાં ઘણો અવકાશ હોવાની જરૂર છે, કારણકે ખરૂં હિંદુ ધર્મનું રહસ્ય સાચવી રાખનારી સ્ત્રી જાતિ અને અમુક દરજ્જે બ્રાહ્મણો તે બે હોવાથી તેઓની માફક મધ્ય યુગના અંધકારમાં પણ ધર્મનો પ્રકાશ પોતાના હૃદયમાં ભમે તેવો ઝાંખો રહ્યો તોપણ નાશ પામવા દીધો નહિં,

તેવું સ્વાત્માર્પણ કરીને કૃત્રિમ રીતે હિંદુ ધર્મ માન્ય કરેલા પ્રતિનિધિઓ વર્તન કરી "શકશે" કે નહીં—એ વગેરે અનેક પ્રશ્નોનું પર્યાલોચન કરવું પડે. પણ અત્યજ વર્ગોને શિક્ષણ આપીને સંસ્કાર સારા કરવા તરફ ખાસ લક્ષ ચોંપતા ઉપાયો યોજીને પણ આપવાની મુખ્ય જરૂર છે, એ વાત ભૂલવાની નથી. બીજી તરફથી ઉંચી ગણાતી જ્ઞાતિઓને બોધ આપી જમાનાની માગણી પુરી પાડવાની આવશ્યકતા તેઓના અંતઃકરણમાં સંપૂર્ણ રીતે ઠસાવવી જોઇએ. યુરોપીઅનો અને હિંદુઓ વચ્ચેનો વ્યવહાર જામી શકયો તેમાં કેળવણી અને સદ્બોદ્ધ એક બાજુ પરથી મળવા લાગ્યો, અને બીજી બાજુપર યુરોપનિવાસી જનોમાં આ શુદ્ધિ કે દેહની કોઇ જાતની ગંદવાડ હતી નહિં, અથવા છે નહિં, અને તેની સાથે "રાજ્યદ્વારે મહાલક્ષ્મી" એ ન્યાયવડે સઘળું ચાલવા લાગ્યું; તો એ બધાં તત્ત્વો ખ્યાલમાં રાખીને તે ધોરણ અનુકૂળ બને તેવા ઇલાજો લેવા જોઇએ. (૧) પ્રજાબોધક વ્યાખ્યાનો, (૨) વાર્ષિક સમેલનો, (૩) આર્ય-ભ્રાતૃભાવ માટેનાં પ્રીતિભોજનો એ ત્રણ ઉપાયો સફળ નિવડયા નથી, પરંતુ તે ઉપાયો સબળ છે, અને કાળે કરીને તેવા ઇલાજો વડેજ કાર્યની સિદ્ધિ થશે. (૪) વર્તમાનપત્રો અને પુસ્તકો-નિબંધો ઇત્યાદિ એટલે કે અત્યજ વર્ગ માટે શિક્ષણની શાળાઓ, (૫) તેઓના ધમાપદેશકો અને વળી (૬) સ્વચ્છતા તથા આરોગ્યતાના નિયમો માટેના ઉપદેશકો અને ધધા-ઉદ્યમ માટે ખાસ શિક્ષણ એવા એવા ઇલાજોથી કાંઇક સિદ્ધ થાય છે, અને હજી પણ ધીમે ધીમે થશે તેમાં વાંધો નથી. પરંતુ પોતાના ઘરમાં ઢેડને નોકર રાખવાનો કોઇ રીતે સાર્વજનિક ઇલાજ નથી, કારણકે તે તો દસબાર કે બહુ બહુ તો પચીસ-પચાસ માણસો અજમાવી શકે; અને તેનાથી એકદમ ફાયદો થાય નહિ એવા દસબાર માણસો કે આગેવાન ગૃહસ્થો પણ એક સાથે કાંઇ કરી શકે તોજ તે ઇલાજ અમુક અંશે પણ સફળ બનવા સભવ છે પરંતુ દસબાર આદમી મળીને પોતે કહેવાતી ઉંચી જ્ઞાતિના છતા બેટી વ્યવહાર શરૂ કરે તો તેજ અકસીર ઉપાય ગણાય; છતાં તેવો ઇલાજ લેવા આગેવાનોની હિંમત જ્યારે થશે ત્યારે અમુક સમુદાય કે સંસ્થા એક મજબૂત પાયા ઉપર બંધાઇ ચૂકી એમ કહી શકવામાં વાંધો રહેશે નહિં, અને ત્યારેજ એવા નવા સમુદાયમાં પોતાની ક્રિયાઓનું વ્યવહારદશામાં વજન પડશે.

હવે છેવટે પતિત કે અંત્યજ ગણાતી જાતોમાં ઘણી સ્પશ્ય છે, પણ તેની સાથે રોટી-બેટી વ્યવહાર થઇ શકતો નથી; તેમજ વળી કેટલીક એવી જાતો છે કે જેઓની સાથે પાણી વ્યવહાર રાખી શકાય અને કેટલીક તો તદ્દન અસ્પશ્યં ગણી કાઢવામાં આવી છે. આપણા મુંબઈ ઇલાકાને લગતા આંકડાનો અડસટ્ટો નીચે મુજબ છે:—

| | | |
|---|---|---|
| (૧) | બ્રાહ્મણ ... ... ... ... ... ... ... | ૧૨,૦૦,૪૩૧ |
| (૨) | ક્ષત્રિય ... ... ... ... ... ... ... | ૨૨,૧૯,૬૯૨ |
| (૩) | વૈશ્ય... ... ... ... ... ... ... ... | ૪૭,૩૪,૯૭૨ |
| | કુલ... | ૮૧,૫૫,૦૯૫ |
| (૪) (ક), (ખ) | શૂદ્ર તેમાં જેને અંત્યજ કે અસ્પશ્યં માનીએ તેવા-ભંગી, ઢેડ, માંગ વગેરે બધા. | ૫૧,૦૦,૭૭૭<br>૩૪,૭૯,૦૮૪ |
| (ગ) | વર્ગીકરણ નહિં થયલા- | ૩૭,૫૨,૬૬૭ |
| | કુલ... | ૨,૦૪,૮૭,૬૧૯ |

એ ઉપરના આંકડાઓ ચોંકાવનારા છે. શૂદ્ર જાતિમાં જેઓનો સમાવેશ કરવામાં આવ્યો છે, તેઓની એકંદર સંખ્યા ઉંચી ગણાતી બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જાતિઓ કરતાં ઘણી મોટી થઇ જાય છે, તે અહિં સ્પષ્ટ રીતે જોવામાં આવે છે, પરંતુ વ્યવહારદશામાં તે સર્વેની સાથે વ્યવહાર નથી રખાતો એમ નથી. બીલકુલ વ્યવહાર બંધ એવા તો એક ફક્ત મુંબઇ ઇલાકાની વસ્તીનોજ ખ્યાલ કરતાં લગભગ ચાળીસ-પચાસ લાખ હોય એવો અડસટ્ટો કરી શકાય છે. એ કાંઇ નાની કે નજીવી સંખ્યા ગણી લેવાય તેમ નથી. બે કરોડની કુલ વસ્તીમાં પચાસ લાખ આદમીઓને જો દૂર કરવામાં આવે તો હિંદુની એકંદર સંખ્યામાં કેટલો સંગીન ઘટાડો થાય તેનો ખ્યાલ કરવો જોઇએ, અને તેવા અનેક કારણોને લીધે આપણે બનતા અને ચાંપતા અનેક ઉપાયોને પ્રયોજીને બને તેટલે દરજ્જે ધીમે ધીમે એ પછાત વર્ગના ઉદ્ધાર માટે કાળજીપૂર્વક ગહન પ્રયાસો કરવા જોઇએ.

સમાપ્ત.